# સંગીત રૂસ્તમ—સોહરાબ

કે. ન. કાબરાજી



" ગાયન ! ગાયન ! તારો દાવો ખુદાઇ છે,–તારો હુંનર આસમાની છે,—

તારી શક્તિ મોજેઝની છે ! "

# સંગીત રૂસ્તમ–સોહરાબ

શાહનામા ઉપરથી તૈયાર કીધેલાં દાસ્તાન સાથે

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી

દરેક ગીતનાં સંગીત–લેખન સાથની

નવી આવૃત્તિ

મુંબઇ

"શ્રી બોધ" ઑફિસ

મેથ્યુ રોડ, ગીરગામ



"સાંજ વર્તમાન" પ્રેસ. મુંબઈ

૧૯૦૬

"Who reads this measure flowing strong and deep,
It seems to him old Homer's voice he hears;
But soon grows up a sound that moves to tears—
Tears such as Homer cannot make us weep,
Whether a grieving god bids death and sleep
Bear slain Sarpedon home unto his peers
Or gray-haired Priam, kneeling, full of fears,
Seeks Hector's corse torn by the chariot's sweep.
Lightly these sorrows move us, in compare
With that which moans along the Oxus' tide,
Where by his father's hand young Sohrab died,—
Great father and great son met unaware
On fate's dark field: in awe we leave them there,
Wrapped in the mists that from the river glide."

—Edith M. Thomas.

# પ્રસ્તાવના

"આપણી વચ્ચે એમ માનવાનો ચાલ પડી ગયો છે કે દંતકથા કેવળ કલ્પિત હોય છે; પણ ઈતિહાસકર્તાઓ હવે જોવા લાગ્યા છે કે એક પ્રજાની દંતકથાઓ વારંવાર સત્તાદાર તવારીખ કરતાં વધારે રસીલી અને કવિતામય રહે છે, એટલુંજ નહિ પણ સાચી રીતે તો ખરેખરી બીનાઓ સૂચવે છે, જયારે એવી દંતકથાઓના અભ્યાસ કરતાં વધારે મોહ પમાડનારૂં કશું હોતું નથી."—**મી૦ એસ. જી. બેન્જામિન કૃત ઈરાનની તવારીખ ("The Story of Persia").**

ઉપલા વિચાર જો કોઇ પણ કથાને સંપૂર્ણ રીતે લાગુ પડતા હોય તો તે રૂસ્તમ—સોહરાબનો જગઆશકાર કિસ્સો છે એમ કોઇ પણ કબૂલ કરશે. જો કે ફિરદોસી તુસીના "શાહનામા"માં કેટલીક બાબતો કલ્પિત છે, તોપણ ઘણીને તવારીખનો આધાર છે એમ માનવાને પૂરતું કારણ મળી આવે છે. એવી સઘળી ઇરાની દંતકથાઓમાં રૂસ્તમ અને સોહરાબનું દાસ્તાન આપણને સર્વથી વધારે ખેંચાણકારક લાગે છે તે ફકત તેમાં સમાયલા કરૂણારસને લીધે નહિ પણ એક ખરા બનેલા બનાવને તે આપણી સનમુખ કુદરતી રીતે રજુ કરી આપણને રડાવે છે, તે કારણને લીધે છે.

મર્હુમ કેખુશરો કાબરાજીનાં લખાણોથી માહિતગાર હરેક જણ જાણે છે તેમ એમની લેખક તરીકેની કારકીર્દીની શરૂઆતથીજ તેમનું વફાદાર પારસી જીગર પુરાતન ઇરાનની તરફ ખેંચાયું હતું; અને નાટકકર્ત્તા તરીકેની એમની નામના "બેજન અને મનીજેહ"ના ઇરાની કિસ્સાથીજ મંડાઇ હતી, જેને તે પછીના "જમશેદ" અને "ફરેદુન" નાટકોએ પુખ્ત કીધી હતી. એમ હોવાથી "રૂસ્તમ અને સોહરાબ" જેવા સર્વોપરી દાસ્તાનપર એ કલમ ચાલવાને રહી જાય એ બનવાજોગ નહોતું,—અને ખરૂંજ છે કે કાબરાજીના જુવાનીના વખતથીજ, "બેજન અને મનીજેહ" રચવાની પણ પ્હેલાં, એમનું ધ્યાન "રૂસ્તમ–સોહરાબ" ના કિસ્સાપર ગયું હતું, બલકે એ કથા ઉપરથી તેઓએ એક નાટક લખવાની શરૂઆત પણ કીધેલી જણાય છે. પણ દેખઇતી રીતે એ બાબત રંગભુમિપર રજુ કરવાને લાયક નહિ હોવાથી નાટકનો વિચાર પડતો મેલાયો, અને કાબરાજીનાં ઇરાની નાટકો પછી હવે પુરાણ, રામાયણાદિ હિંદુ વિષયોને લગતાં નાટકોની હારમાલા ચાલુ થવાથી જુવાનીના વખતની ખાહેશ અધુરી રહી ગઇ હતે. પણ ૧૮૮૦માં કવિ શામલભટ્ટ કૃત "નંદ બત્રીસી" આખ્યાન તરેહવાર રાગરાગણીમાં ગોઠવી ગાઇ સંભળાવવાનો મર્હુમને વિચાર આવ્યો, અને એ કથન એટલું તો ફતેહમંદ ઉતર્યું કે તુરતજ રૂસ્તમ–સોહરાબનું દાસ્તાન એવી ઢપે સંગીત આકારમાં તૈયાર કરી ગાઇ સંભળાવવાની મર્હુમને ઉત્કંઠા થઇ, અને એ રીતે લાંબા વર્ષોની ખાહેશ પાર પડી!

"સંગીત રૂસ્તમ સોહરાબ" પ્હેલવ્હેલું ૧૮૮૨માં એક વગવાળા મેળાવડા સનમુખ ધી ઑનરેબલ મી૦ ઍશબરનરના પ્રમુખપણાં હેઠળ મર્હુમ કાબરાજીએ પોતાના દીકરા દીકરીઓ ઉપરાંત કેટલાક મિત્રોની મદદથી ગાઇ સંભળાવ્યું હતું. ત્યાર પછી બીજી વાર ૧૮૮૫ માં તે ત્રણ ભાગમાં ગાવાની ગોઠવણ કરી બે ભાગ (સર જેમ્સ પીલ અને સર વિલ્યમ વેડરબર્નના પ્રમુખપણાં હેઠળ) ગાઇ સંભળાવ્યા કેડે કેટલીક સંસારી વિપત્તિઓને લીધે ત્રીજો ભાગ પડતો મેલ્યો હતો.

આજે એ સંગીત કિસ્સો ફરીથી જાહેરમાં રજુ કરવાની ગોઠવણ થઇ છે એ તે કિસ્સાની લોકપ્રિયતાને લીધેજ નહિ પણ તેમાં મર્હુમે રચેલાં ઉમદા સંગીતને લીધે અમો સમજિયે છિયે. રૂસ્તમ-સોહરાબનું દાસ્તાન તો આપણે અનેક આકારમાં સાંભળી ચૂકયાં હતાં; પણ તેમાં સમાયલી કલ્યાણ-કથા કેખુશરો કાબરાજીએ એક એવી હુંનરમંદ રચનામાં આપણી આગળ મેલી છે કે તેની નિર્મલ મધુરતા વચ્ચે કંઇ નવીજ ખુબીઓ સાથ તે આપણુને એક વાર ફરી મોહી લે છે.

આ પુસ્તકમાં સમાવેલું ગદ્ય લખાણ મર્હુમે આગલાં કથનો વેળા ગીતની વચ્ચે-વચ્ચે દાસ્તાનનો સંબંધ સમજાવવા સારૂ તૈયાર કર્યું હતું, અને તેઓ તે મ્હોંડેથી બોલી જતા હતા. પણ વાંચનાર જોશે કે એ ગદ્ય લખાણ રૂસ્તમ-સોહરાબના કિસ્સા બાએના આપણા મનમાં વસેલા ખ્યાલને અનુસરતી પ્રૌઢ અને રસિક ભાષામાં રચેલું છે, અને તે કાયમનું જાળવી રાખવા યોગ્ય હોવાથી આ પુસ્તકમાં પ્હેલીજ વાર પ્રકટ કરવામાં આવે છે. આ વિગતો અહીં આપણે પ્હેલીજ વેળા વાંચતાં નથી; તો પણ એ દાસ્તાન મર્હુમ કેખુશરોએ પોતાની રંગીન, અસરકારક એબારતમાં રજુ કરીને તેમાં એક અંગત ખેંચાણનો વધારો કીધો છે.

"સંગીત રૂસ્તમ-સોહરાબ" ખાસ કરીને દેશી ગાયનવિદ્યાના એક ઊંચા અભ્યાસ તરીકે અગત્ય ધરાવે છે, જે "ઓબોધ"વાળા "કાબરાજી સ્મારક ગ્રંથ"માં એક લેખકે નીચલા શબ્દોમાં સમજાવી હતી:—"આ દાસ્તાન પસંદ કરવામાં મી૦ કેખુશરોની ખાસ મતલબ જૂદા જૂદા રાગો જૂદા જૂદા જુસ્સાઓને કેવા અનુસરતા છે, અને તેટલા માટે બાબતને અનુસરતા રાગનાં ગીત કેમ જોડવાં જોઇયે તે બતાવવાની હતી. વાંચનાર જાણે છે તેમ ઉપલી હૃદય-ભેદક કથામાં એ પ્રમાણે તરેહ તરેહના જુસ્સાઓ જોવામાં આવે છે. તેટલા માટે મી૦ કેખુશરોએ ગુજરાતી સલીસ એબારતમાં ઉપલા દાસ્તાનનો સાર લખી કાહાડવા ઉપરાંત ૫૭ ગીત જૂદા જૂદા સેહેલ તેમજ બિકટ રાગનાં તૈયાર કીધાં અને તે પોતાના દીકરા દીકરીઓ તથા કેટલાક મિત્રોની મદદથી મોટા વગવાળા મેલાવડાઓ સનમુખ ગાઇ સંભળાવ્યાં. આપણે ઇચ્છીશું કે એ ગીતો તથા તેનાં રાગ-રાગણીઓનું મી૦ કેખુશરોએ જે દાસ્તાન તૈયાર કીધું હતું તે એમનું એમ બહાર પડવા પામે તો તે ગીતો હમેશનાં જળવાઇ રહે."

ઉપલે પ્રસંગે જાહેર થયલી ઇચ્છા એટલા ટુંક વખતમાં પાર પાડવાને બની શકે છે તેને માટે અમોને સંતોષ ઉપજે છે,—વધારે એટલા માટે કે આ પુસ્તકમાં દરેક ગીતનું સંગીત-લેખન (Notation) ખાસ તૈયાર કરી દાખલ કર્યું છે, અને તેમાંના સ્વર (સૂર)ની સમજ એવી સ્હેલી રીતે બતાવી છે કે અમોને ભરોસો છે કે કોઇ પણ ખંતીલો અભ્યાસી તેની મદદથી એ ગીતો વજાડી યા ગાઇ શકશે. આ સંગીત-લેખન તૈયાર કરનાર શ્રીપાદ સંગીતશાળાના સ્થાપનાર તથા માલેક મી૦ બાલકૃષ્ણ તુકારામ વાઘોલીકર તથા તેમના અતિ પ્રવીણ પુત્ર મી૦ રામચંદ્ર છે, જેઓની ગાયનશાળા સ્થાપવામાં મર્હુમ કેખુશરોની મોટી મદદ હતી. આ "સંગીત-લેખન" છપાવી પ્રકટ કરતાં અમોને વિશેષ સંતોષ એટલા માટે પ્રાપ્ત થાય છે કે દેશી સંગીત-શાસ્ત્રને માટે—યુરોપિયન સંગીતમાં હોય છે તે પ્રમાણેનું—"Notation" અથવા સંગીત-લેખન તૈયાર કરાવવું એ મર્હુમે ગાયન ઉત્તેજક મંડળી સ્થાપતી વખતે ધારો રાખ્યું હતું, પણ તે વિચાર

ઘણીક કોશીશે છતાં અપૂરો રહ્યો હતો, તે આ પુસ્તકમાં આપવામાં આવેલા સંગીત-લેખનથી કેટલેક દરજ્જે પાર ઉતારી શકાશે એમ અમો ધારિયે છિયે.

આ ઠેકાણે "સંગીત રૂસ્તમ-સોહરાબ"માં આવતાં ગીતોની રચના ઉપર સાંભળનાર તેમજ વાંચનારનું ધ્યાન ખેંચવાનું ઉચિત દીસે છે. સંગીતનો સાધારણ ઉપયોગ તો સૌ કોઇ કરી શકે છે: એક ચોક્કસ રાગમાં શબ્દો ગોઠવીને તે રાગનું એક ગીત જોડી કાઢવાનું ઘણું કઠિન નથી. પણ એ દિવ્ય કલા એવા સાધારણ ઉપયોગથી એક વધારે ઉમદા પ્રયોજન ધરાવે છે. તેના ઊંચામાં ઊંચા સ્વરૂપમાં સંગીત આત્માની પોતાની ભાષા બને છે, અને ખરો સંગીતકાર તો તેજ ગણાવો જોઇયે કે જે માનુષી આત્માની વિધવિધ લાગણીઓ તે વાણીના ઘટતા રાગોમાં બહાર પાડે. આદમની લાગણી અને સંગીતની ભાષા વચ્ચેનો આ ભેદી સંવાદ (Harmony) પોતાના ગીતોમાં ઉત્પન્ન કરવો એજ એક મહાન સંગીતકારનું કર્મ છે. એ કર્મ કાબરાજીએ કેટલે દરજ્જે હાર પાડયું છે તેનું માપ એમનાં બીજાં ગીતોથી આ પૂર્વે થઇ ચૂકયું છે. આપણે ઉપર જોઇ ગયાં છિયે કે "સંગીત રૂસ્તમ-સોહરાબ"ના કર્તાનો હેતુ તેમાંનું દરેક ગીત તે ગીતની બાબત અને તેમાં ઉદ્ગાર આપેલા જુસ્સાઓને અનુસરતા રાગમાં રચવાનો હતો, તેમજ બીજી તરફ રાગ અને તાલને અનુસરતા શબ્દો ગોઠવવાનો નિયમ પણ ધ્યાનમાં રાખવાનો હતો. એ પ્રમાણે એક-એક ગીત રચવામાં કર્તાએ કેટલે દરજ્જે ફતેહ મેળવી છે તે સુજ્ઞ શ્રોતાજન કે વાચક પોતેજ જોઇ શકશે. પણ એવાં થોડાંક દૃષ્ટાંત અત્રે આપેલાં યોગ્ય લેખાશે.

પ્હેલાં તો નીચલાં ત્રણ ગીત આપણે તપાસીશું :—

(૮) "પદર પિછાનવા નિશાન માત દે બતાવી" (ગોંદ મ્લ્હાર);

(૯) "હે! હે! હે! હઠીલા, બેફામ, અહંકારી" (છાયા નટ);

(૧૦) "માફ કર! માફી કરરે! નવ કરૂં ફરી ગુનાહ" (ઝિંઝોટી).

ઉપલાં ગીત એકેક પછી આવતાં દરેક રાગનું લક્ષણ સ્હેલાઇથી દેખાડી આપી તે તે રાગમાં કેવાં બંધબેસતાં છે તે કોઇ પણ સાંભળનાર જોઇ લેશે. "શું જાય સખી દિન દિન નવ દીઠા દીદા દીકરા તણા" (૧૫) એક સાધારણ ગરબી છે, તો પણ સોહરાબની જૂદાઇમાં તેની માતાનાં ખેંચાઇ રહેલા જીગરની લાગણી દર્શાવતી ગંભીર અસર કરે છે. જોશ અને ઝમકમાં "જંગી! જમસમ ઝુંકાવ"નું ગીત (૧૬) ફક્ત રાગથીજ નહિ પણ તેની જોડણીથી દીપે છે, અને એજ વળી "જીતવાનાં ડોલ કિહાં જંગી, તુરાની!" (૧૯) ના ગીતમાં સમાયલા હાસ્યરસ તથા દબરાવનારી ધમકીને માટે કહી શકાય. રૂસ્તમ ઉપર શાહ કેકાઉસનો ક્રોધ (૨૪) વાઘેશ્રી કાનડામાં દીપી આવે છે, પણ તે કરતાં વધારે રૂસ્તમના વળતા તુચ્છકાર અને ધિક્કારના બાણ (૨૫) "બહાર કાનડા"માં થથરાવી કાઢનારા છે. આ ગીત પછીનુંજ રૂસ્તમનું બીજું ગીત "સંકટનો આજરે સમો છે, સરદારો!" (૨૬) સિંધુરામાં રૂસ્તમનું જખમી થયલું જીગર કેવું બતાવી આપે છે તે સાંભળનાર સહેજમાં જોઇ લેશે. હવે દાસ્તાનના છેલ્લા ભાગપર આવતાં "હે આલીશાં! રે શી નિશાનો દઇ" (૩૯) તેની જોડણીને માટે, તથા "મુવું તે ગયુંજ ગયું" (૪૦) તેના રાગની અસર માટે આપણું ધ્યાન ખેંચે છે. એ પછી આવતું એકેએક ગીત

વાર્તાની સેવટના હૃદય-ભેદક બનાવોને કેવા અનુસરતા રાગમાં રચેલું છે, તે અત્રે દર્શાવવાની જરૂર રહેતી નથી. છેલ્લે સઘળી ગમખારી પછી શાંતિસૂચક "છળ ટંકા બખેડા તમે ટાલજોરે" ભેરવીમાં પૂરૂં થાય છે.

અત્રે સંગીતનાં એક બીજા સ્વરૂપ વિશે બોલવાનું બાકી રહ્યું છે. દેશી રચનારાઓનો સામાન્ય વર્ગ ગીતો જોડવામાં સંગીતની એક ખાસ જરૂરિયાત ઉપર જોઇયે તેટલું લક્ષ આપતો આવ્યો નથી. પ્રોફેસર રૅન્ડેગર ગાવાની કલા ઉપરના પોતાના ગ્રંથમાં જણાવે છે કે કોઇ પણ માણસ એક કવિતાઇ ખવાસ ધરાવ્યા વિના હુંનરમંદ ગાનાર થઇ શકતો નથી. એક ગાનારે કેવા પ્રકારની કેળવણી લેવી જોઇયે, તેની સમજણ આપતાં એજ શિક્ષક આગળ ચાલતાં લખે છે કે દરેક અભ્યાસીએ એક ગીતનો કવિતાઇ અર્થ પ્હેલાં બરાબર પામવો જોઇયે. "સંગીત રૂસ્તમ સોહરાબ"નાં ગીતોમાં આ અગત્યનો નિયમ જાળવવાને દરેક કાળજીમંદ ગાનાર શકિતવાન થશે. કેખુશરો કાબરાજીએ તેઓમાં કવિતાઇ તત્વનું એક મધુર પ્રમાણ રેડયું છે. એવા તત્વની હાજરીને લીધે આ ઊર્મા, બોધક ગીતો આપણી વચ્ચે સંગીત અને કવિતાના બેવડા મિઠાશ સાથે ગવાતાં રહેશે.

સેવટે આ પુસ્તક તૈયાર કરવામાં અમારા મિત્ર મી૦ પેસ્તનજી ખરશેદજી તારાપોરવાળાએ આપેલી કિંમતી મદદને માટે અમારો આભાર અત્રે નોંધિયે છિયે. "સાંજ વર્તમાન"ના લાયકીવાળા માલેકોએ આ પુસ્તક જલદીથી છાપી આપવાને અને મુખ્ય કરી સંગીત-લેખન જેવું બિકટ કામ ઉઠાવી લઇ પાર ઉતારવાને જે શ્રમ લીધો છે તેને માટે પણ અત્રે અમારો આભાર પ્રકટ કરિયે છિયે.

જા૦ કે૦ કા૦

મુંબઇ, જાન્યુઆરી ૧૭, ૧૯૦૬.

# સંગીત રૂસ્તમ-સોહરાબ

## ૧. પ્રારંભ.

( ઝિંઝોટી–ત્રિતાલ. )

ગમતાં ગિતડાં ગાવા ચાલો સૈયર સાર૦[૧] ગમતાં૦
સજની સમજી સાર સુધારો સ્વસંસાર,
નિર્મળ મનથી સુખરૂપ શીખ
સુગમપણે સજે સુઘડજ નાર૦ ગમતાં૦
કથન અસલનું શ્રવણ[૨] કરીને શીખવાની આવી આ વાર૦ ગમતાં૦

એક દુઃખભરેલું દાસ્તાન આજ આપણે સાંભળવું છે જેની કહાણીનો પાર નથી.

## ૨. વેરભાવનો અપાર વિસ્તાર.

( યમન કલ્યાણ—ધ્રુપદ—ચોતાલો. )

પાર જેનો પાયો નહીં અપરંપાર કે વિસતાર,
સુની કહાંણી કોણે કાને વારંવાર ?૦ પાર જેનો૦
કીનો, કપટ, વૈર, ઝપટ
વસે જગત માંહીં મફત,
દાનવ[૩] દેવ માનવ સર્વ વશવિકાર રહે,
ક્રોધ, લોભ, જોર, જોમ હારહાર૦ પાર જેનો૦
અચળ અમલ કરે જયાં છળ,
સકલ ગુણ અક્કલ બુદ્ધિ ખોહી મથે
માત, તાત, ભ્રાત,[૪] ભગની,[૫] ભારજા,[૬] ભર્તાં,[૭]
લઢતાં વઢતાં અન્યોઅન્ય, હારમાર૦ પાર જેનો૦

શાયર ફિરદોસી તૂસી કહે છે કે માણુસ મરે છે પણ તેનાં મોત સાથ કીનો મરતો નથી. જધડાની જયોત આ જગતમાં સદા જાગૃત છે. બાપ બેટા, ભાઇ બ્હેન લડે છે અને સગાંનું લોહી સગાંને હાથે રેલાય છે. એ સઘલું ઝનુન જયાં જાણુબૂજના ગુસ્સાનું પરિણામ છે ત્યાં તે લ્યાનતી લડાઇ ઉપર બંને જેહાંનનો ફિટકાર વર્ષે છે; પણ જયાં ઓળખીતાઓ વગર ઓળખવે એકેકનો જીવ લેવા અને આપવા તૈયાર થાય છે, જયાં જાતીલોહીપર જાતીપ્રીત દોડાવતાં જીગરો બીજાનાં વેર સારૂ પોતાનું ખૂન કરવા તત્પર થાય છે, જયાં બાપ બેટા અજાણુતા લડે, ત્યાં તે લડનારાઓને માટે ધિક્કાર નહી પણ દયાનો ઝરો વ્હેતો કરવાની જગ્યા છે, અને ધિક્કાર તો તે ઇનસાનિયતથી ઉલટાં વેરભાવ ઉપર ઉતરે છે.

---

૧ સારાં. ૨ સાંભળવું. ૩ દૈત્યો. ૪ ભાઈ.
૫ બ્હેન. ૬ બાયડી. ૭ ભરતાર.

## ૩. સોહરાબનું દાસ્તાન—અને તેપરથી લેવાનો બોધ.

( કેદારો—તાલ ઝંપાલ. )

તજો ભાઇ વેરનાં વેરનાં વેરનાં મૂળો તમે,
તનની તાણુ ને પાપ પરિતાપને સમે
મન સોંચ સમજણુથી સમાવીને,
બુદ્ધિવશ રાખો બળને—
મનુષ્ય જો ગણાવા ગમે૦ તજો ભાઇ૦
સાંભળો વર્ણન તનનું[1] ત્હેમ્તનતણું,
કદીમ જે કથન કઠણુ,
લોહી ફરજંદનું વેરી મન થકી
દંધાણી ન જાણી માની લીધું કાઢી
પદરે ખુનીસમ દમે૦ તજો ભાઇ૦

એક દહાડે શામ નરીમાનની ઓલાદના બુઝર્ગ જાલનો બ્હાદુર બેટો ત્હેમતન રૂસ્તમ તુરાનની સરહદ ઉપર શીકારનો શોખ તૃપ્ત કરી નચિંત નિંદમાંથી જાગૃત થતાં પોતાનો અતશી રક્ષ ચોરાયલો જોઇ તેની શોધ કરતો શહેરે સમનગાનમાં જઇ લાગ્યો, કે જયાંના શાહે એ વિખ્યાત મહાવીરની પાદશાહી પરોણાગતની લાંબી મુદત દરમ્યાન એ કારઅજમુદે નરને કરેલી કિંમતી નવાજેશીમાં પોતાની નવજવાન બેટી ત્હેમીનાને નેકાના નેક પેવંદમાં બાંધી આપી. કંઇ મુદત ગૂજરવા બાદ પોતાનો રાજકીય રક્ષ પાછો મળી આવવાથી રૂસ્તમ ત્હેમીનાથી રૂખસદ લેવાને તૈયાર થયો. તે છેલ્લી પ્યારભરી મુલાકાતમાં પોતાનાં જીગર સાથ જોડાયલા ખાવિંદની જૂદાઇના જખમથી ત્હેમીનાનું દિલ દર્દમાં આજોર્દે થયું. વર વહુ વચ્ચેના વિયોગની વેદના મુસાફરીની જૂદાઇ કરતાં જંગની જૂદાઇમાં વધારે જબુન લાગે છે, કેમકે જંગમાં ઉતરેલા એક જંગીની જગ્યાનું ઠેકાણું નથી અને જીવની આશા નથી. આવી જૂદાઇ બાનુ ત્હેમીનાથી કેમ તામોશ થાય?

## ૪. રૂસ્તમની જૂદાઇ માટે ત્હેમીનાની ફરિયાદ.

( હમીર કલ્યાણ—ત્રિતાલ.)

ના ખમાય રે જખમ જૂદાઇના, જોડેલાં તોડે જે દિલ
કટારી મારી, ભારી, ધારી, કારી૦ ના ખમાય૦
ટળવળતી ત્હેમીના રડતી ત્હેમ્તનની તરસે,
તરછોડી ન જા હું દાસીને, ઉદાસીને, છું ગમખારી૦ ના ખમાય૦
માન માન મન સમજાવે રૂસ્તમ,
જો જો છો છો રેહરે! મનથી ગમતું કર કમ,
જીગર વિંધે છે ગમ તુજ મુજગમ.[2]
રડે ત્હેમીના તજી મોહબત મારી૦ ના ખમાય૦

ત્હેમીનાનાં જીગરમાં જળતી આ આગ તેના જાંહજોય ખાવિંદે શીખામણના આ શાંતિસુચક શબ્દોથી તાઢી પાડી—

[1] તનુજ, પુત્ર. [2] મારી તરફ.

## ૫. ત્હેમીનાને રૂસ્તમનો સધ્યારો.

( બેહાગ—ગઝલ—તાલ પસ્તો. )

કહે રૂસ્તમ, જીગરના ગમ, જીગર, રહે, રહે,
રૂજાય કમ દિલે જખમ હરદમ કહે કહે૦ ૧.
એક દિલ, વચન એક, ને માહબુબ એકજ હે ! નેક,
તું પર છે ને તું પર રેહશે જૂદાઇ થયે થયે૦ ૨.
દુશ્મનોના છુંદવા શીર જવું ઘટે તેણે જે વીર,
સુજી જૂદાઇ ખાતર લડાઇ મેદાન ગયે ગયે૦ ૩.
આરામ એશ, કુટુંબ ખેશ, પડોશ દેશ, નહીં હમેશ,
નભે ન લેશ કંઇ વિશેષ વખત વહે વહે૦ ૪.

ત્હેમીનાના તૂટેલા દેમાગની આગ હોલવવાને રૂસ્તમની આ શીનક્ષ શબ્દ-વૃષ્ટિ બસ હતી. એથી ત્હેમીનાને ટાઢક વળી અને હવે પોતાની પ્રિયાને ગર્ભવંતી સ્થિતિમાં છોડી જતાં એક નાદર નંગ ભેટ આપી રૂસ્તમે તેને વધારે રાજી કીધી. પોતાના હવે પછી જન્મ લેનારાં ફરજંદની ઇંધાણીને માટે પોતાના બાજુબંધમાંથી એક અમુલું ગોહર ત્હેમીનાને કહાડી આપ્યું, કે જે કિંમત અને ખુબીમાં મશહુર નંગ આ જહંદીદે જોરેમંદે જંગોની રંજ ખેંચીને મેળવ્યું હતું. તે સાચવી રાખવાની તાકીદ કરતાં ત્હેમતન ઉમેદભર્યા હરખ સાથ બોલ્યો કે—

## ૬. ફરજંદની ઇંધાણી માટે રૂસ્તમની તાકીદ.

( ઝિંઝોટી—ટપ્પો. )

નૂરમંદ નંગ અમુળું નીશાનનું સાણી તું સાનમાં
સાચવી લેજે, લેજે શુભ સંભારણું૦ નૂરમંદ૦
જણે તું બેટી જો સજજે આ ચોટીને, અગર બેટો
દલેર તો બાંધજે બંધબાજુ૦ નૂરમંદ૦

અગરજો ત્હેમીનાના હમેલથી એ પાકજાદ માદરનાં સુખ અને દિલાસાને માટે તવલુદ થનાર ફરજંદ બેટી હોય તો આ જાદુઇ ઝવેર તે નાજુક બદનની ચોટીએ બાંધવું કે જેથી તે દુનિયામાં રાહાત અને ઇજ્જત મેળવશે; પણ અગરજો આ વીરપ્રસવા પેટે એક પ્હેલવાની પુત્રની પધરામણી થાય તો આ નેકનામીભરેલી નિશાન તે બખ્તે બુલંદ બેટાની બાજુએ બાંધવી કે જેના પ્રતાપથી તે કૌવત અને બ્હાદુરીમાં શામ નરીમાનના સરખો, જવાંમર્દી અને જોરેમંદીમાં હુશંગ અને કેરશાસ્પની બરોબરિયો, અને ભલી ખસલતોમાં પાદશાહ જમશેદ અને ફરેદૂનની બરકતોવાલો થશે. પ્હેલવાની પેદરની આ આશાજનક આગાહી ખોટી પડી નહીં. નવ માસ પૂરા થયા બાદ બાનુ ત્હેમીનાને એક સપુત તવલુદ થયો કે જેની બોઝોર્ગ રોનક અને ચ્હેરાનાં રોશન નૂર ઉપરથી તેની બાજુએ તેના બાપની બક્ષેલી નિશાન બાંધતી વેળા તેનું નામ સોહરાબ રાખ્યું. માતાની મોજ અને મગરૂરી સઘળી સોહરાબમાં સમાયલી હતી. રૂસ્તમની જૂદાઇના ગમગોસાર ધ્રા રૂસ્તમની આ બીજી મૂરત, આ બીજી આવૃત્તિએ ત્હેમીનાનાં જીગરમાં રૂજ વાળ્યા, અને આ સીનેફરાખ પ્હેલવાન બચ્ચાની રોશન પેશાની તેના બચપણથી શામે સવારની નિશાનીની જેમ જેમ ગવાહી આપતી હતી, તેમ તેમ આ દલેરજા

દાનાં દીદારથી તેની માદરનું દેમાગ ખુશાલીમાં ખીલતું જતું હતું. સોહરાબના ચ્હેરાનો બાહાર એક ગુલલાલાના બાગ પેરે ખીલી નિકળ્યો હતો. તેનું તન મસ્ત હાથીની પેઠે ઉછળી આવ્યું હતું. તેની બાજુ ચીનારના દરખ્ત પેઠે મજબુત હતી, અને જ્યારે તીરકમંદમાં કમર તંગ કરી પોતાના ભારી ગોરજના જબરદસ્ત જરબોથી તે જંગીઓને જેર કરતો હતો ત્યારે કોણ કહી શકે કે આ પીલતન પ્હેલવાન માત્ર બાર વર્ષનો એક બાળક હતો ?

## ૭. સોહરાબનો જન્મ અને બાળપણ.

( ગરબી-રાગ જીલ્હા ઝિંઝોટી—તાલ દાદરો. )

સખીઓ સ્તુતી ગાવો સોહરાબની સંગીતથી,
પુત્ર પ્હેલવાન પરમ પ્રિય પ્રીતથી૦ સખીઓ૦
સુંદર સિકલ ત્હેમીના ને ત્હેમતન તણી,
નર્યો અવતર્યો રૂસ્તમ બીજો શીર-મણી,
જુવો મસ્ત અંગ હસતું મુખ ચીતથી૦ સખીઓ૦
કહે મહિના એકે ઉગ્યો વર્ષથી વધુ,
વર્ષ ત્રણમાં ત્રાહિ ત્રાહિ કરે શ્હેર બધું,
વર્ષ દસમાં ન્હસાડે સર્વ બીતથી૦ સખીઓ૦
શસ્ત્રઅસ્ત્રબંધ[1] કમર તંગ નીસર્યો,
શીર મુદઇના જીખે દલેર દીકરો,
સુવે ઇરાન હવે નિંદમાં નચિંતથી૦ સખીઓ૦

પણ માતાનો પ્યાર માતાની ફિકરોને કારણ આપે છે. રખે આ દલેર બેટાને તેનો દલેર બાપ માતાની ગોદમાંથી બોલાવી લે, રખે માતાની આંખોનું આ નૂર જેને રાત દિવસ જોવાથી તે આંખોને ઠંડક હતી, તે રત્નજ્યોત, તે નેત્રમણિ તેની માતાને ખોહવું પડે, તેની ફિકરથી ત્હેમીનાએ પોતાના પીલતન પતિથી ખરી હકીકત છુપાવી, બેટો નહી પણ બેટી અવતરવાની ખોટી ખબર તે નરેસેર જંગીને જણાવી હતી. એ રીતે રૂસ્તમથી સોહરાબને તો છુપાવ્યો, પણ સોહરાબથી રૂસ્તમને કેમ છુપાવી શકાય? અંતે ત્હેમીના જેથી બીહતી હતી તેજ થયું. ચૌદ વર્ષનો ચપરખંદો થયો નહી એટલામાં સોહરાબને પોતાનો જનક પેદર કોણ છે તે જાણવાની જળતી આતુરતા થઇ, અને એક સાંજે પોતાની ખેલવાગાહમાંથી ખીજવાયલો અને શરમનો માર્યો મારફાડ કરતો મીજાજમાં અને ધરપચમાં આવી પોતાની માને તાણુ અને તુંદીથી તકાજો કરવા લાગ્યો કે—

## ૮. પિતાને ઓળખવા માટે સોહરાબની તલબ.

( ગોંદ મલ્હાર—તાલ ત્રિતાલ. )

પદર પિછાનવા નિશાન માત દે બતાવી !
હું જો ન જાણું નામ ઠામ મુજ તાતનું-
રસ્તાખેજ ઉઠાઉં જંગે જીહાન સતાવી૦ પદર૦

[1] તીરકામઠાં અને ધાતુ એ બંને જાતનાં હથિયારો.

ફરજ ગરજ થકી પુછું, મા, તને પટાવી,
અજાણપણુ મુજ લાજ લેયછે લુટાવી,
લાજ કાજ કહી દે, હિત તુજ હઠાવી.
જાણુ નહી જાન સલામત રહે કો છુપાવી૦ પદર૦

પોતાના પુત્રની આ ધરપચથી તે પાદશાહજાદી ડરી ગઇ નહી. વાજબી પ્યાર છતાં ગંભીર ધાકથી ત્હેમીનાએ આ તકાજામાંથી છુટવાની તદબીર કીધી અને એકજ પોકારમાં સોહરાબને થથરાવી કહાડયો કે—

## ૯. સોહરાબને ત્હેમીનાનો ઠપકો અને નસીહત.

( છાયા નટ—તાલ ત્રિતાલ. )
હે! હે! હે! હઠીલા, બેશરમ, અહંકારી,
હે! હે! હે! દે છોડી ગુમાની ભારી,
છાલકા મનને છાજે ભૂષણ તકોબરી તારી૦ હે! હે! હે!૦
વાત ન વળે તારી તાણને તુંદીથી,
માગ નમ્રતાઇથી,
ચાહી માફી અભિમાન ઉતારી૦ હે! હે! હે!૦

મા તરફ નમનતાઇની ફરજ પાડવાને ત્હેમીનાની આ ધાકવાળી ધમકી પાર પડી. ખરી અમીરી અશરાફીથી સોહરાબે માતાની માફી ચાહી પણ પોતાની માગણી છોડી નહી. તેણે હવે નમનતાઇથી માગી લીધું કે—

## ૧૦. માતા પાસે સોહરાબે માગેલી માફી અને તેના કાલાવાલા.

( ઝિંઝોટી—ઠુમરી જલદ. )
માફ કર માફી કર રે! નવ કરૂં ફરી ગુનાહ,
કુણ[1] તુંજ વણ મુજ દે પનાહ?૦ માફ કર૦
ટાલ સંતાપ કહી આપ પ્રતાપી છાપ,
બાપ જનકની[2] જાણું બીના૦ માફ કર૦

અને આ પટામણી કાકલુદીએ ત્હેમીનાનું દિલ પીગલાવ્યું, તેણે સોરાબની માંગણી કબૂલ રાખી તેના નામવર બાપના ખાનદાનની વધાઇ કહી દીધી.

## ૧૧. ત્હેમીનાએ જાહેર કરેલો ભેદ.

( ઝિંઝોટી બેહાગ—તાલ ત્રિતાલ. )
પુત્ર તું તો પિતાનો ખાનદાની રે,
નિશાની નરીમાનની ગુમાની માની લે૦ પુત્ર૦
બેટા! પિતા તારો ત્હેમતન પ્હેલવાન,
શામેસવારના રૂસ્તમનું તું સંતાન,[3]
ઇરાન તુરાન જીહાનમાં માન,
નામદારી છે વખાણી૦ પુત્ર તું તો૦

---

૧ કોણ. ૨ જન્મ આપનાર. ૩ ફરજંદ.

શામ નરીમાન જમશેદથી પિછાન,
નામ નસલ છે અસલ તોખમવાન,
બુન બુલંદ બુજર્ગીદાર ખાનદાન,
તુજ કુલની એ ઇધાણી૦ પુત્ર તું તો૦

રૂસ્તમ જાબુલીની બેમિસાલ બ્હાદુરીની વાતો સોહરાબે કયાં નહીં સાંભળી હતી? પણ એ જાંહાંજેય જંગી તેનો બખ્તાવર બાપ થાય એ શુભસુચક વધામણી ઉપર સોહરાબનો હરખ સમાયો કેમ જાય? ખુદાનો જે નવાજેલો અને માણસનો પસંદ કરેલો જેની ઉપર કુદરત મ્હેરબાન અને જેને જમાનો નમીને સલામ કરે, જેની ખુદ પાદશાહ કદમબોશી કરે અને જેની ઉપર પ્રજાઓ જાંનફેશાની કરે, તેવા બ્હાદુર બાપની બુલંદ બુનિયાદથી પોતાને પેદા થયલો જાણી તેને જઇ મળવા સોહરાબની છાતીમાં એક અજીત, અસહ્ય, અશામ્ય આગ સળગી ઉઠી.

## ૧૨. બાપને મળવાની સોહરાબની હરખભર ઉમેદ.

(ઝિંજોટી—ગઝલ-તાલ પસ્તો.)

સુણી વર્ણન હરખે તાતતણું ખીલે ગજ ગજ છાતી જવાન તણી,
વાત કરી જવા તાતને મળવા માતને જંગ મેદાન ભણી. ૧.
કદમ પદરના પર જઇ ચૂમું ખાક પનોતા પગ તળે,
બાપને ભેટું આપજ હેતે જવા, માત! છે આશ ઘણી. ૨.

સોહરાબની આવી તલબ જોઇ તેની આગળ તેના જન્મ વેળા રૂસ્તમ તરફથી આવેલું જરરીન હદિયા સાથનું નામું તેહેમીનાએ લાવી મેલ્યું અને તેમાંનાં બેમુલાં યાકુતો અને ગોહરો બતાવી બતાવીને બોલી કે "દીકરા, આ સઘળું તારૂંજ છે. લે તે તું, અને રહે ખુશી ખુરમી સાથ મારી આંખ્યોની આગળ ને આગળ." પણ એ ચકચકીત લાલચ સામે તે બ્હાદુર બેટાની બલવાન છાતીએ બલવો ઉઠાવ્યો. "શું?" તે પુકારી ઉઠયો, "શું, આ સોના રૂપાં અને જવાહેરોની લાલચ ઉપર, માતા, તું મારા પ્હેલવાની જુસ્સાઓને જીતી લેવા માગે છે?" નહીં, નહીં, દીકરો કોણનો? મુલકોને જીતનાર બાપનોજ નહી પણ તેવીજ માનો. બાપ ગમે એવો મહાત્મા હોય પણ મા તેવીજ મોટી નહી હોય તો બચ્ચાં મોટાં કેમ નીપજે?

## ૧૩. એક સિદ્ધાન્ત—જેવી મા તેવાં બાળ.

(દેશ અને પીલુ—તાલ દાદરો.)

ઝાડ તણું જેમ ફળ, વૃક્ષ તેમ છાલ,
બીજ તણો રોપ જેમ, માત તેમ બાળ. ૧.
છાપ તેમ ભાત પડે, આબ તેમ ખાલ[1],
નામ જેમ તેજ તેમ, માત તેમ બાળ. ૨.
દામ તેમ કામ જેમ, રાગ તેમ તાલ,
કીર્તિ તેમ કુલ જેમ, માત તેમ બાળ. ૩.

---

૧ ચામડી.

મિષ્ટ તેમ સ્વાદ જેમ, તાપ તેમ ઝાળ,
દેશ તણો વેશ તેમ, માત તણું બાળ. ૪.
નામ તેમ ખ્યાતિ અને દ્રવ્ય જેમ માલ,
ફૂલની સુગંધ જેમ, માન તેમ બાળ. ૫.

ત્હેમીનાએ રૂસ્તમને તો ખોહયો પણ આ એકપૂરા બેટાનેબી શું તે ખોહે ? માટે તેણે સોહરાબને આજીજી સાથ સમજાવ્યો કે "દીકરા, એક તરફથી તારો પીલતન પેદર જાણશે તો પોતાની પ્હેલવાની બાજુની પોસ્તપનાહમાં તને તેડી લેશે. બીજી તરફથી જાલમ અફ્રાસીઆબને ખબર થશે તો તું જેવો નરેસેર રૂસ્તમનો ચેરાગ અવતરેલો જાણી અનેક ફંદ ફરેબમાં તુને ફસાવીને તારા બાપનો એ મુદઇ તેનું વેર તારી ઉપર લેશે, અને અમો બંનેનાં જીગર ચીરી નાખશે. પણ તું સિવાય, દીકરા, આ જીહાનમાં નથી મને કોઇ સાથ દોસ્તી કે નહીં કોઇનો આશ્રય. તું મારો એકલવાયો હર્ષ અને એકલવાઇ ઉમેદ, તું મારી છાતીનો આરામ અને જીવનો આધાર, તુંને મારી ગોદમાંથી છીણવી લેવાની સર્જત હું તારી ઉમેદવાર માતાનું કાળજું વિંધી નાખશે તેનો વિચાર કર, અને મુસીબત ભરેલી જે કીર્તિ તેનાથી હાથ ઉઠાવ." પણ જાતી લોહીમાં બાપીકા વારસાથી ઉછાલા મારતી બ્હાદુરી કાંઇ આમ દાબેલી દબાય ? "માતા, ખાલી તું તારા સુખી જીગરને ફોકટની ફિકરોથી દુઃખી કરે છે. કિસ્મતના લેખ માનવીથી મીટવાના નથી અને પ્હેલવાનની છાતીમાં સલગેલી આગ શીખામણથી બુજવાની નથી. કેમ કરી એક પ્હેલવાન બચ્ચો મ્હેલના જનાની ચમનમાં આરામ કરે ? અને કેમ કરી તે શૂરા સીપાહોની સરદારી નહી લે ? અત્યારથીજ મારા મુરબ્બી પેદરના મુદઇઓને મારી જાણથી ધ્રુજતા મારી આંખ્યોએ જોઉં છું અને લડાઇ તથા ફનાનો ખુની પોકાર આસ્માન સૂધી ઉઠેલો મારા કાને સભળું છું. જાઉં, ઓ માતા, જેહાનને જીતનારા જંગીઓનું એક જબરદસ્ત લશ્કર લઇ કુચ કરૂં ઇરાન અને તુરાન સરજમીનપર, બનાવું દુશ્મનોના દેશોને એક લોહીનો દરિયાવ. તાબ કરૂં ફલક અને ખલ્કને બાજુના બલથી, કુલ અફલાકને હરવું, પકડું કેકાઉસને, પટકું તેનું શીર ખાકમાં, જીરોજબર કરૂં તખ્ત અને તાજ, કતલ કરૂં જાલેમ અફરાસીઆબની આલ ઓલાદને, સરફરાજ કરૂં મારા તાજબક્ષ તાતને સ્હેનશાહોનો સ્હેનશાહ, અને તુને, ઓ મારી જાનબક્ષ માતા તુને, ઓ મારી બહાદુરી અને રૂપને તન અને જાન આપનારી ત્હેમીના ! તુને ઇરાનની રાણી અને કુલ જેહાનની આરતો ઉપર વડી બનાવું ! ઇરાન અને તુરાન બંનેને જુલમગારોના લોખંડી દસ્તથી છોડવું, માણસજાતને ગુલામગીરીમાં દાબી રાખનારા આપખુદ સત્તાત્વરી સેતમગારોને બુનબેખથી ઉખેડી નાખું ! કેમકે જ્યાં આફતાબ અને માહતાબ રોશન છે ત્યાં નાના સેતારાઓની નજીવી રોશની ફોકટ છે. જયાં મસ્ત મગરનું રાજ ચાલે છે ત્યાં ઝીણાં ઝિંગાઓ અટવાઇ મરે છે. જ્યાં નરેસેર અને નરે અજદાહ લડે છે ત્યાં કોહલાં કુરકુરિયાં શી બિસાતમાં છે ?—

## ૧૪. શૂરો કોણ ?—સોહરાબની તકરાર.

(દેશ—ત્રિતાલ.)

શૂરો નર્યો નર કોણ ?
જાનથી જે જવા ન ડરે,
હિંમતે કિંમત કરે૦ શૂરો૦
કીર્તિકાજ તારાજ રાજ કરૂં,
ફના મકાન દુશમનોનાં,
ગામના ગામ કરૂં જીતી સ્મશાન, જોર વરે૦ શૂરો૦

એક વીરપ્રસવા માતાનું દિલ દીકરાની આવી દેશહીતકારી દલેરીથી શું પીગલ્યા વિના રહે ? અંતે ત્હેમીનાએ સોહરાબને પોતાના પેદરની કદમબોસી ઉપર કુચ કરવાની પરવાનગી આપી. સોહરાબના મમાવા તે સમનગાનના શાહે સોહરાબને લડાઇપર જવાની ઉલટથી સલાહ આપી, એટલુંજ નહીં પણ એક જબરી ફોજ તૈયાર કરી આપી, જ્યારે બાનુ ત્હેમીનાએ ભારી અને બારીક શોધ કરી એક ચુનંદો અબલક ઘોડો સોહરાબને પોતાને માટે ચુંટી કાહાડયો, જે હતો ભભુકદાર તેજમાં આતશની મિસાલનો અને ઝમકદાર જોશમાં મસ્ત વાઘની મિસાલનો, હલકાં પગલાંમાં હરણની મિસાલનો અને સેતાબ ચાલમાં પવનની મિસાલનો, છલ્લાંગભર કુદવામાં સિંહની મિસાલનો અને પાણીમાં તરવામાં મગરમચ્છની મિસાલનો, બદનકશીમાં બુલંદ પ્હાડની મિસાલનો અને ઝોલાણુ લેવામાં મરોડદાર પરીની મિસાલનો. તેની પ્રતાપવાન પીઠ ઉપર રોબથી સોહરાબ સવાર થઇ પાદશાહી માદર અને મમાવાને પ્યારભરી છેલ્લી સલામ કરી દુરદરાજ દેશોની રાહ કાપતો નીકળ્યો, અને પોતાના દલના બલથી દેશો અને દરિયાવો ગજાવતો અને પ્હાડો અને મેદાનો ધ્રુજાવતો આગળ વધ્યો. સોહરાબની સવારીની ધામધુમે શત્રુનાં ધામેધામમાં ધ્રુજારાભરેલી ધાડ લાવી નાખી અને ખુનરેજી તથા નાશ ફેલાવતી તેની ફતેહમંદ ફોજ ચોમેર ચાલતી ગઇ.

પણ બાનુ ત્હેમીના એકવાર ફરી ફિકરમાં ગીરફતાર થઇ અને જયાં પોતાની સાયલીઓ સાથ એક વખત વ્હાલા સપુતની સુંદરતાના રાગ ગાતી હતી, તેઓ સંગે હવે તેની જૂદાઇના ફાગ ગાતી થઇ.

## ૧૫. દીકરાની જૂદાઇમાં ત્હેમીનાની ફિકર.

(ગરબી—કાફી જીલ્હા—તાલ ધુમાળી ત્રિતાલ.)

શું જાય સખી દિન દિન નવ દીઠા દીઠા દીકરા તણા ?
સુકાય સખી કાયા કોમળ વણ દર્શન સો'રાબના૰ શું જાય૰

મુજ છાતી ફાટી ફિકર વડે,
નહિ પુત્ર માતાના દિલડાં કડે,
નહિ ચેન નહિ આરામ જડે. શું જાય૰

મુજ શીરતણું સરતાજ ગયું,
મને લાડ પમાડતું કોણ રહ્યું ?
દિલ આનંદી આશાભંગ થયું. શું જાય૰

હવે માગું દુવા હું દાદગરથી,
ફતે' થાય સપુત બખતાવરથી,
થાય બંદગી સફળ હું પામરથી. શું જાય૰

સેતાબ ખબર પોહોંચી જાલમ અફરાસીયાબને કે તેનું માથું ભાંજનાર અસલ મુદઇ રૂસ્તમનો સોહરાબ નામનો શૂરો સપુત પેદા થયો છે, જેનો ચેહરો ગુલલાલા સમાન ખીલ્યો છે, જેનું તન મસ્ત હાથી સમાન ઉછળી નીકળ્યું છે, જેની બાજુ ચીનારના દરખ્ત મિસાલની જોરમંદ છે અને જે ચૌદ વર્ષની ચબરાકી વયે જંગનો ઝુનડો ઉડાવી, ના દેશ ના પરદેશ જોતો, સર્વ જીતતો, શત્રુઓનો સંહાર કરતો, ધરતીને ધ્રુજાવા નીકળ્યો છે. અફરાસીયાબને એ ખબરથી ફિકરનો ધાસ્કો પડયો કે એકલા રૂસ્તમને હું પુરો પડી શકતો નથી તો એના સરખા બે સામે હું તુરાની કેમ ટકીશ ? માટે એ બ્હાદુર બાપ બેટા સાથે મળવાને બદલે સામસામે લડે તો અફરાસીયાબનું

બખ્ત બુલંદી પામે, એવા મનસુબાથી તેઓને આપસઆપસમાં અથડાવી મારવાને આ ઘાતકી દેવજાદાએ એક હિચકારી હિકમતની બાજી માંડી. "અગરજો તું ઇરાનનું પાયતખ્ત હાથ કરે અને શાહ કેકાઉસનો તથા તેના ઇરાનીઓનો દોર તોડે તો ઇરાન, તુરાન અને સમનગાન, જે મુલકોની સરહદ લગોલગ આવેલી છે તે ત્રણેની સરદારી ઉપર હું તને સરફરાજ 'કરૂં." એવી લોભાવનારી લાલચનું એક નામું લખી પોતાના ગંજ, ખજાના અને લાખોના લશ્કર સાથ હોમાન અને બારમાન નામના બે બોઝોર્ગ પણ બદખસલતી દરબારીઓને સ્વાધીન કરી તેઓને સોહરાબની કુચના માર્ગની વચ્ચે મોકલ્યા, પણ ખુબ તાકીદ કીધી કે એ જંગી પણ જુવાન જોધ્ધો અફરાસીયાબની મદદ કબૂલ રાખી ઇરાન ઉપર ધસારો લઇ જાય એવી સિફતથી તેને સીસામાં ઉતારવો, પણ તે વખતે તેની આગળના આગળ રહી જયારે શાહ કેકાઉસ પોતાના તાજબક્ષ ત્હેમતનને સોહરાબની સામે લડવા મોકલે ત્યારે એ બાપ બેટા એકેકને ઓળખવા વગર લડે અને તેમાં એ બેહુ અથવા બેમાંનો એકબી માર્યો જાય એવી તજવીજ રાખવી. હોમાન અને બારમાન આ તરકટખોરી તદબીરમાં બહાર પડયા. ઉછાછલો સોહરાબ જે આખા જીહાન જીતવા નીકળ્યો હતો અને પેહલાં ઇરાન ઉપરજ કુચ કરતો હતો તે અફરાસીયાબની લાલચ ઉપર દોરવાયો, અને પેલાજ યારબાજ પણ દગલબાજ હોમાન અને બારમાનને પોતાના અજીજ રાહાનુમા દાખલ ઉસ્તવાર કરી તેઓના લાવેલા ત્રણ લાખ તુરકી અને તાતારી અને બલૂચી અને ખાકાની અને ચીનાઇ સિપાહીની સાથે સોહરાબ એક રેલના દરિયાવ પેરે સ્હેરો અને ગામોને તારાજ અને વેરાન કરતો ઇરાનની સરહદ ઓલંગી ગયો. એ સરહદ ઉપર દેજે સફેદ નામનો એક કિલ્લો હજીર નામના હાકમની પ્હેલવાની પનાહ તળે હતો. આ કિલ્લો જીતવા અને હજીરને કેદ કરવાને હોમાને સોહરાબને સીસંક ચહડાઇ આપ્યો કે :—

## ૧૬. સોહરાબને હોમાનની લડાયક ઉશકેરણી.

(ખમાચ ધ્રુપદ—ચોતાલો.)

જંગી! જમસમ ઝુંકાવ દેજ સફેદ ધ્વજ[1] ધ્રુજાવ,
ઝમક ધમકથી ગઢ થડથડ ધડપાય ધમધમાવ. જંગી૦
જઇ પુકાર—આવ્યો સો'રાબ તુરાની હું સરદાર:
શરણે મુજ આવ, હજીર, નાશ થાતો ગઢ મુકાવ. જંગી૦
મૂરખ તુરક હે! બોલ્યો હજીર હવે,
ચાલ્યો જા સીધો પાછો ફરી!
પ્રાણદાન દૈ દઉં દયાથી જવા, દુધમલ વય ખાતર
જીવ લઇ ન્હાસ, ગુરજના ખાસ જરબના ત્રાસથી શીર ચુકાવ! જંગી૦

"તું જાણ હે તુરકી જવાન, કે પાદશાહ કેકાઉસનો હું સપેહસાલારથી આજ સૂધી કોઇ તુરાની પોતાનો જાન સલામત બચાવી લઇ ગયો નથી. તારા ધડના તુકડા ગીધોને ખવડાવવા અને તારાં સરનો હદીયો શાહ કેકાઉસ ઉપર ભેટ મોકલવા તારૂં મોતજ તને સેતાબી કરી અહીં લાવ્યું છે." આ બહુબોલા પેહેલવાનને સોહરાબે એક નેજાના ફટકાથી એક લેહજામાં ગરદાપેચ કરી નાખી કેદ પકડયો અને પોતાના સરદારને ખોહવાના ગભરાટમાં સઘળું ઇરાની લશ્કર કિલ્લા ભણી નહાસવા લાગ્યું. કિલ્લાના રખેવાલ પ્હેલવાન ગજદહમની જવાન દીકરી ગોર્દાફરીદ જેટલી

[1] ધજા.

હોશાનમંદ અને જોબનવંત તેટલીજ બ્હાદુર અને હિંમતવાન હતી. તેનું ઇરાની લોહી આવા એક હરીફને હાથની હારથી ઉશ્કેરાઇ આવ્યું અને પોતાના સીપાહોની સીકસ્તનો ઇરાનની આબરૂને ખાતર પોતાની અબલા છાતીની બ્હાદુરીથી બદલો લેવાને તે બહાર પડી. સ્ત્રીજાત નાજુક કોમલાંગી છે તેથી નાકુવત હિચકારી જાણશો ના. પેહેલવાનો પુરૂષ હોય છે પણ સ્ત્રી પુરૂષોત્તમ પુરૂષથી ઉત્તમ છે. ઉત્તમ સ્વરૂપની શોભામાંજ નહીં, ઉત્તમ બાંધણીની નાજુકીમાંજ નહીં, પણ ઉત્તમ ગુણ લક્ષણમાં, ઉત્તમ ઉદ્યોગમાં, સબુરીમાં, બ્હાદુરીમાં અને સહનશીલતામાં છે. ઘર તે રાજ છે અને તેમાં રાજ કરતી સ્ત્રીજ છે. પણ પૃથ્વિના મોટા રાજપાટમાં અને લડાઇનાં મેદાનમાં સ્ત્રીની બ્હાદુરીના દાખલા આપણા ઇરાની વડવાઓની અબલા માતાઓએ પોતાના સપુતની સાથેજ સબલ શુરાતણ બતાવાને આપ્યા છે.

## ૧૭. સ્ત્રીની હિંમત.

( લાવણી—તાલ ત્રિતાલ. )

અબળા જાતી કમળ ભાતી નાર ગણાતી નબળા નહીં,
સબળા છાતી શુર મદમાતી સદગુણમાં ઉભાતી રહી.
ચંદ્ર કાન્તિમાં[1] વણુ ભ્રાન્તિ કમળવદની[2] કોમળ ખરી,
પણ દિલની દૃઢતામાં ચઢતી શકિતવાન શુરી નરી.
"નારી નામે નરથી વડી,"
ભારી કામે પગથી ખડી,
હારી ઉર[3] નવ હિંમત કદી,
સારી ખ્યાતે જગમાં જડી,
સદગુણ પ્રકાશની કીર્તિમાં નિશદિન જીંદગી જાતી વહી. સબળા છાતી૦
નામે નાજુક, જોમે જોરાવર, જાતી જોબનવંતી,
કેળવણી જેવી મળે તેમ કમળા ખીલે કુળવંતી.
નાજુક પણ નાહિંમત નહીં,
કોમળ પણ નાકુવત નહીં,
આપમતી પણ મમત નહીં,
એક અસહ્ય વિપત નહીં :
નખરાં ને નાજો અદાથી સંસાર નીભાવતી કંઇ. સબળા છાતી૦

પોતાનું બખ્તર બાંધી, શસ્ત્ર અસ્ત્ર સજી, પોતાના બાલનો અંબોડો એક કોલાહમાં છૂપાવી અને પોતાના તેજી ઘોડા ઉપર સવાર થઇ સુંદર ગોર્દાફરીદ એક શુરા સીપાહ બચ્ચા પેઠે રણ સંગ્રામમાં આવી ઉભી, અને આ નવો ઇરાની શિકાર જબ્બે કરવા ગડગડાટ કરતાં વાદળમાં વીજળી પેઠે સોહરાબ સામે ધસ્યો. પેહલાં તો આ નાજનીનના તીરોના વરસાદનો મારો હઠાવતો તે તેની કમંદ નીચે ફસી પડયો, પણ પવનના સરખી સિતાબીથી પોતાના નેજાના ફટકાથી શત્રુનો ફાંદે

૧. ખુબસુરતી. ૨. કમળ મુખની. ૩. છાતી.

ફાડી નાખ્યો, અને પછી તુરતજ ગોર્દાફરીદને ઘોડાના જીન ઉપરથી ઉઠાવી એક તરફડતાં મૃગ પેઠે તેને જમીન ઉપર પટકી. ગોર્દાફરીદ હવે ગભરાઇ, પણ એ પેહેલવાનજાદીએ તારીફ લાયક સમયસૂચકતાથી પોતાની મ્યાનમાંથી તલવાર કાઢી સોહરાબની. કમંદના બે તુકડા કરી નાખ્યા અને તાબડતોબ ઘોડા ઉપર સ્વાર થઈ ઇરાની છાવણી તરફ નહાસવા લાગી. પોતાનો આ શિકાર ખોહવા નહીં ચાહતાં સોહરાબે તેની દુંબાલે દોડી ગોર્દાફરીદને ફરીથી ફાંદામાં એવી તો બતંગ પકડી કે હવે કશો ચારો નહીં રહ્યાથી પોતાને મોતમાંથી બચાવવા સારૂ ઘોડો થોભાવી પોતાને જાહેર કરવાની એ લટકાળી લાડલીને ફરજ પડી. પોતાની લશ્કરી કોલાહ ફેંકી દઇ પોતાનાં કરચલીદાર કેશના રૈનકદાર ગુચ્છડાં પોતાની મરોડદાર ગરદન ઉપર ઝુલાતાં નાખ્યાથી તેનું મહાતાબી મુખ એક મનમોહન મહાબુબના સ્વરૂપમાં પ્રકાશતું થયું, જે જોઇ સોહરાબ હેરત રહ્યો કે તેનો આ દલેર હમનબરદતો કોઇ મરદ નહીં પણ ઓરત હતી. અગરજો ઇરાની ઓરતો એટલી લડાયક છે તો એમના મરદો કેવા જબરદસ્ત લડવૈયા હોવા જોઇયે એમ પોતાનાં મન સાથે અંદેશો કરતા સોહરાબે આફ્રીન કીધી એવી જણુતીઓનાં કયાની લોહીને, અને પોતાના પેચદાર ફાંદાની ચુંગાલમાં પકડીને પૂછ્યું કે, " હે મૃગનયની મહાબુબ ! તુંને સરજેલા સંસારી ચમન અને જનાની પેશાના નાજોઅદા અને એશોઆરામ તજી તને શી ગરજ કે તારા જનાનામાં રેંટીઓ કાંતવા અને બચ્ચા પાળવાને બદલે તું આ લડાઇનાં મેદાનમાં મારો શિકાર થવાને આવી ? પણ આવી તો ભલે આવી ! કેમકે એ તો હું બાજની ચુંગાલમાં તું બુલબુલ સપડાયું છે અને મારી નોજવાનીના લાયક ઇનામમાં તું મને મળી છે." ગોર્દાફરીદે હવે મોહબતનાં ફરેબમાં સોહરાબને કામબાણ અને પ્રેમ કટારીના જખમોથી ઘાયલ કરવામાં પોતાના છુટકારાનું બહાણું લીધું અને મક્કર લગાવીને બોલી કે :—

## ૧૮. ગોર્દાફરીદની છૂટકારાને માટે સોહરાબને આજીજી.

( દેશ ઝિંઝોટી—ત્રિતાલ. )

રંક જીવ ન માર, કર કર વિચાર,
શીર મરણદ્વાર રંક વરણ નાર
 રણે શરણજ લાવી તું પર બ્હાર૦ રંક જીવ૦
સરદાર ઉમાર ઉદાર દીલે,
જીવ નાજુક નાર તણો, ને વાર
સ્ત્રી હત્યાનો અપજશ અપાર૦ રંક જીવ૦
સદકે તું ઉપર સુંદર સવાર
કરૂં તન મન ધન સર્વ ઉસ્તવાર,
 શરણાંગત સેવા તાબેદાર૦ રંક જીવ૦

" હે જંગી દલેર ! મારા સરખી એક ઓરતને કેદ પકડવામાં તારી પ્હેલવાની શી ગણાશે ? તારૂં લશકર જેણે આ જંગ જોયું છે તે તારી મશ્કેરી કરશે, અને મારૂં લસ્કર જે આ લડાઇમાં હું આવી છું એમ જાણતું નથી તે મારા સરખી એક નાર તારે હાથ જવાથી નાહક ઉશ્કેરાઇ આવશે. જ્યાં સુલેહથી કામ સરંજામ ઉતરે ત્યાં લડાઇ નામુનાસેબ છે. વાસ્તે હે જોરમંદ જવાન,

અક્કલ અને એતેફાકથી કામ કર, મને પાછી જવા દે અને હું મારી મોહોબતના અવેજમાં આ કિલ્લો તેમાંના બેશુમાર ગંજ અને ખજાના સાથે તારે સ્વાધીન કરી હું પોતે તારી તાબેદાર ઓરત અને દાસી થઇ રહેવાને કબૂલ થાઉં છું. કેમકે તું જાણુ, હે જંગી જાન, કે મારા નાજુક જીગરને તેં તારી મહોબતથી ભડકાવી મેલ્યું છે અને આજથી મારો તનોજાન, મારૂં સર્વસ્વ તુજ પર કુરબાન છે." ગુલબદનની ગોર્દાફરીદના તાજાં ઉન્તાબના મિસાલના હોઠોનાં પરવાલાંમાંથી નીકળતા બુલબુલની મિસાલના આ સરોદે પ્હેલવાન બચ્ચાને એવો તો વશ કરી લીધો કે ખુબસુરતીમાં એક કળીની મિસાલે ખીલતી આ ઇરાની મહાબુબ ઉપર મોહબતમાં મોહિત થઇ તેને પોતાનાં બંદમાંથી ખલાસ કીધી, અને પોતાના નાજ ભરેલાં નખરાંદાર દસ્તની ચુંગાલ લંબાવતી તેના ઘોડાની લગામ દેજે સફેદ તરફ ફેરવી તેને જવા દીધી. ઇરાની ઓરતોના કોલની ઉસ્તવારી ઉપરના પોતાના ભરોસામાં સોહરાબ ધીમાં કદમથી તેની પછવાડે ઘોડો લઇ ગયો. પણ ગોર્દાફરીદ વીજળીના સરખી ઝડપથી ગોયા ઉડી જઇને શિકસ્ત હાલે તથા વીખરાતે બાલે જેવી કિલ્લામાં દાખલ થઇ તેવોજ તેનો બાપ ગજદહમ જે પોતાની જંગબાજ અને દિલનવાજ દીકરી ઉપર ગુજરેલા ગજબને માટે ધ્રુજતાં દિલે પોતાની બોઝેરગ ચશ્મોમાંથી લોહીનાં આંસુ વર્ષાવતો હતો તેણે કિલ્લાના દરવાજા તુરતજ બંધ કરી લીધા અને મોહોબતના આ ગાફેલ જવાનને તેની ગાફેલી ઉપર ગોર કરતો બાહેર અટકાવી રાખ્યો. એક મક્કારે ઓરતની હિંમતથી નહીં પણ હિકમતથી સોહરાબ આજેજ થયો. પણ તેને વધારે આજેજ કરવા જ્યારે ગોર્દાફરીદ બુલંદ બુરજ ઉપર ચઢી તેને ચીડવવા લાગી ત્યારે કિલ્લાના એકેએક કંગુરા ઉપર ઉભાઇ જતા સંખ્યાબંધ ઇરાનીઓ પોતાના હારેલા હરીફની હાંસી મશકેરીમાં ખાખાખીખી કરવા લાગ્યા.

## ૧૯. ગોર્દાફરીદની ઠઠા મશખરી અને સોહરાબની ચીઢ.

( કાફી હોરી—તાલ દીપચંદી. )

જીતવાના ડોલ કિહાં જંગી, તુરાની ?
  હા હા હા હા ! હા હા હા હા ! હા હા હા હા ! હા હા હા હા ! જીતવાના૦
રમવા જા બાળ, શીખવા જા નિશાળ,
  છાજે રમતને જવાની, હા હા હા હા, છાજે રમતને જવાની,
થાકે નહીં[1] લડવા બરમુછ્યા છોકરા,
  લખોટી જા રમવા, લખોટી જા રમવા, લોંકડી તુરાની ! હા હા હા હા૦
જાણુ હે દગાબાજ ! કરીશ તારાજ,
  કિલ્લાની વેરાની, (હા હા હા હા !) કિલ્લાની વેરાની,
ઉછળી મારતો બરાડ સોરાબ—
  સમશેરના લેવું, સમશેરના લેવું સમ ઇરાની ! હા હા હા હા૦
પોઢી જા, હા હા હા હા ! પોરકા, હા હા હા હા !
  પારણે, હા હા હા ! ગુમાની, હા હા હા હા ! પારણે ઘર જઇ ગુમાની,
અટવાશે અમથો, હા હા હા હા ! જંગમાં,
  પ્હેલવાન, હા હા હા હા, પ્હેલવાન અસુર શુરામાં તુરાની ! હા હા હા હા૦

[1] આવડે નહિ.

મકારે . ઓરત ! પુકારે સોહરાબ—
કતલે કરીશ મેમાની, (હા હા હા !) કતલે કરીશ મેમાની,
ખુનરેજીમાં ખાક થશે બળી,
બદલે તારી, (હા હા !) બદલે તારી એ નીચ બેઇમાની ! હા હા હા હા૦

દુઃખ ઉપર ડામ ! સોહરાબનું જીગર કીનાના આતશે તપી આવ્યું, પણ હમણા તો સાંજ પડી ગઇ, માટે ગોર્દાફરીદની દગલબાજીથી પેચપર પેચ ખાતાં દિલે તે પોકારવા લાગ્યો કે “ યાદ રાખ, ઓ બેકોલ બાનુ ! તું મારી સાથ નેકા કરી મારી ફરમાબરદાર ઓરત થવાના વચન ઉપર છૂટકારો મેળવી એવચનથી ફરી ગઇ છે. ” પણ ગોર્દાફરીદ નામુકર ગઇ : “તું ભૂલે છે ભોલા જવાન ! મેં વચન આપ્યું ખરૂં, પણ નહીં બને એવું વચન આપ્યું છે. તું તુરાની, હું ઇરાની,—હું તારી વેરસી, તું મારો દુશ્મન, એવાં બે જણ વચે નેકાની પેવંદ કોઇ કાલેબી સાંભળ છે ? ઘડીભર આ જમીન ઉપર આસમાન તૂટી પડે તો પણ તારી અને મારી વચે કદખુદાઇની ગાંઠ નહીં બને ! ”

## ૨૦. ગોર્દાફરીદની સોહરાબને ખુશ મીજાજની ધમકી.

( ખમાચ—દાદરો. )

ભૂલ્યું ભલા ભ્રમિત મન વણુ સમજણ અજાણપણે—કેમ બને ?
પટ્ટણ કઠણ બંધન વચન દુશમનમાં સગપણે ? ભ્રમિત મન૦
જંગ મચાવા આવશે જાણશે રૂસતમ જો,
ટકીશ ત્હેમતનસું કેમ ? ખોશે જીવ નાદાનપણે. ભ્રમિત મન૦
રૂસ્તમથી નવ બચીશ એક જીવ ફોજ તણો,
દલેરીપર દયાથી કહું બચાવ જાન શાણપણે. ભ્રમિત મન૦

રૂસ્તમની ધમકીથી કાંઇ તેનો દલેર દીકરો ડરી જવાનો છે ? પોતાનો શિકાર ઠગી જવાથી તેણે સરહદ ઉપરનો મુલક તારાજ કીધો, તો પણ કિલ્લો જીતવાનું તો સહવારપરજ રાખવું પડયું અને લાચાર થઇ સોહરાબ માત્ર ધમકી આપી પાછો ફર્યો કે, “ ઓ બેમરવત નાર ! હમણા તો રાત પડી છે પણ કાલ રોજે આફતાબ રોશન થતાંવાર આ સરજમીનપર સર્વેનાં લોહીની હું નીખ ચલાવીશ, અને આ તમામ મુલકને વેરાન બનાવી આદમીની વસ્તીને ઠેકાણે હેવાનોની વસ્તી વસાવીશ.” બીજી સહવારે પોતાના દગલબાજ મુદઇઓનાનાં મસ્તક તોડવા આખું ગામ ગજાવતો અને માર્ગમાં સર્વની કચડધાણુ વાળતો તે પ્હેલવાન બચ્ચો કિલ્લા બહાર આવી લાગ્યો પણ તે શું જુવે છે ? દેજે સફેદ ખાલી કરી બુજર્ગ ગજદહમ પોતાની દીકરી સાથે રાતોરાત નાહસી ગયલો, અને જેમ એક નંગ વિનાની વીટીનું ખાલી ખોખું હોય તેમ પોતાના સુંદર ઇનામ વગરનો આ કિલ્લો કશી લડાઇ વગર સોહરાબના હાથમાં આવ્યો. પણ લડાઇ વગરજ તે શૂર જવાનનું જીગર જખમી થઇ ચુકયું હતું, અને હવે તે પરીનક્ષ નાજુક બદનીને જીતવાની હોંશમાં નાઉમેદ થવાથી ગમ કરવા લાગ્યો.

## ૨૧. ગોર્દાફરીદની મોહબ્બતથી જખમી થયલા સોહરાબનો તેને ખોહવાનો ગમ.

( કાફી—ટપ્પો. )

મ્હાતાબ છુપ્યો વાદળામાં,
મ્હેરે મોહ્યું મન મારૂં લુટીને. મ્હાતાબ૦
કરી તું દિલે જખમ કીધો શિકાર ફંદે,
મને જીતી કીધો ફજેત ફતેહના બદલામાં. મ્હાતાબ૦

## ૨૨.

( જીલ્હા તેલંગ—ગઝલ—દાદરો. )

ગયો મ્હાતાબ મોહન મુખ શિહા વાદલે છુપાવી,
ચશમને નૂરમંદી સુંદર કાન્તિ બતાવી. ૧.
ગઈ જીતી શિકારીનેજ હરણી હતી શિકાર,
જખમ કરતાં થયો સામો જખમ જીગર લુટાવી. ૨.
થયો કેદીજ કેદીનીજ બેડીએ બંધાઈ,
જીતાયો હાથ હારેલીને ગઈ જે નવ જીતાવી. ૩.

સોહરાબનો છૂપો ગમ ચેતી તેને ભૂલવનારા ભોમિયાઓ હોમાન અને બારમાનને ચિંતા ઉપજી કે તે મોહબ્બતના ફંદમાં પડયો લડાઈ સર્વ ભૂલી જશે અને અફરાસીયાબનું જે છૂપું વેર લેવા અહીં સૂધી આવ્યા તે ધૂળ મળી જશે. તેથી હવે તેઓએ સોહરાબને સમજાવી લેવાની કોશેશ કીધી.

## ૨૩. હોમાને સોહરાબને દીધેલો ગંભીર ઠપકો.

( કાફી જીલ્હા—ટપ્પો. )

તું ના જા મોહના રાહમાં ફસી પ્હેલવાન,
નાદાની જનાની તજી દે દે. તું ના જા૦
નવ માનવ દાનવ બુદ્ધિ બળને કદી જડી,
ઘડી ભરરે કરારી સ્ત્રીના છંદે ! તું ના જા૦

"સોહરાબ, હે શૂર જંગી ? એ તું શું બાયલાપણામાં જનાની છંદોની ગમખારી કરે છે ? ભલા માણસ ! પ્હેલવાનીની આમ આગળ મોહબ્બતની આગ શી ! એક મોહિનીનું હસ્તું મુખ ઘડીભર સુખ આપે પણ જંગી પ્હેલવાનો જે સદાની કીર્તિની હોંશ રાખે છે તેઓ કદી તેના શિકાર થઈ પડતા નથી. સ્ત્રીચરિત્રના હે ભોલા ભોગ ! તું અમારો સરદાર થઈ અમોને આ રણમાં ઉતારી દુશ્મનનાં દેશમાં દાખલ થવા પછી લોહીના દરિયાવથી અમર કીર્તિ હાંસલ કરવાની ઘડીએ બ્હાદુરી ભરેલી ફતેહ ઉપર શું તું ઓરતનાં મક્રરને ફાવવા દે છે ? ભલા ભાઈ, લડાઈની ફતેહ પછી કંઈ લાખો માહાણુઓ તારી મોહોબ્બતની ગોલામગીરીમાં ગરદનફેસાની કરશે, તો પાદશાહ કાઉસ આપણી સામો આવે તે અગાઉ તું આગળ ધસ્યો જા, અને અકલમંદ તુસ તથા જોરેમંદ ગેવ,

બુજર્ગ ગોદરજ અને બાળક ફરામર્ઝ, બ્હાદુર બેહેરામ અને રોશન રેહામ સરખા જંગીઓ સાથ જંગબાજીમાં હાથ મેળવ, અને સેવટે જહાંજેય રૂસ્તમ મસ્ત વાઘની પેઠે સામે આવી ઉભો રહે ત્યારે ઇરાનનો આબાદ મુલક તારે હાથ કરવા એકવાર તે નામવરને પણ હરાવી તારી કીર્તિ આસમાનના કંગુરા સુધી પ્હોંચાડ." આ લલચાવનારાં ચિત્રની સોહરાબનાં મન ઉપર અસર થઇ. તે હવે ગોર્દાફ્રીદના હાથ ઉપર આજેજ થવા માટે પસ્તાવાથી પસેમાન થયો અને એકવાર ફરી પોતાના બાપનાં વ્હાલાં નામની યાદ મળવાથી માથે લીધેલી જંગ તરફ તેણે શીર ફેરવ્યું. પેલીમેર દેજે સફેદથી નાહાઠેલા ગજદહમ અને ગોરદાફરીદને મ્હોડેથી ઇરાન ઉપર આવેલા આ ધુજારાનો હેવાલ સાંભળી શાહ કેકાઉસનું જીગર ધ્રુજવા લાગ્યું. આ નવો પેહેલવાન સોહરાબ છોકરવન વયનો એક તુરાની હોવા છતાં તેણે હજીર જેવા મરદાને મરદને ઘડીની વચ્ચે કેવો જીતી લીધો હતો તેની તારીફનું બ્યાન ગજદહમે કહી સંભલાવ્યું અને વળી બોલ્યો કે, "જહાંપનાહ! મારી ઉમરભર મેં ઘણી લડાઇઓ મારી છે પણ આ છોકરા સોહરાબ સરખો તુરાની સ્વાર મરદાને મરદોને હરાવનાર મેં કોઇ દીઠો નથી અને જેહાં પેહેલવાન રૂસ્તમ સિવાય બીજો કોઇ એનો બરોબરિયો નથી." આથી કાઉસ અત્યંત અંદેશામાં પડયો અને ગજદહમની સલાહ તેણે એકદમ કબૂલ રાખી. તેણે સિતાબ એક નામું લખી કાહાડી સરદાર ગેવને દોડતે ઘોડે રૂસ્તમને જાબુલીસ્તાનમાંથી તાબડતોબ બોલાવી લાવવા સારૂ મોકલ્યો, કે જે નામામાં સઘળી હકીકત જણાવીને લાચાર થયલા ઇરાનીઓના બેકરાર જીવને પોતે આવીને ધીરજ આપવા સારૂ તાકીદ કીધી હતી કે "અગર તું ખાબમાં હોય તો બેદાર થઇ આવજે, અગર પાંઉપ્યાદો હોય તો ઘોડેસ્વાર થઇ આવજે, અગર શરાબ પીતો હોય તો જામ છોડી દઇ આવજે, અગર જમવા બેઠો હોય તો ખાનાનો નવાલો અહીં આવી ગળજે." જેવા ગભરાટનો આ પેગામ હતો તેવીજ તાકીદથી પેહેલવાન ગેવે તે રૂસ્તમને પ્હોંચાડયો. રૂસ્તમે નામું વાચ્યું, સઘલો પેગામ સાંભળ્યો, પણ આ બધા ગભરાટની વાત કશી તે દલેરની ખાતરમાં ઉતરી નહીં. તેને એકજ અંદેશો ઉપજયો કે, "આ તુરાની સ્વાર ઇરાની તોખમનો હોય તેમ ઇરાની સરદારોને રંજીદા કરે એવો તે કોણ હશે? નામાંમાં લખ્યું છે કે તેની પ્હોલી પેશાની શામ અને નરીમાનના સરખી ઇધાણી આપે છે, તો એવો બખ્તે બુલંદ ઇરાની અમારી ઓલાદમાં તો બીજો કોઇ નથી. તે મારો દીકરો તો હોયજ નહીં, અગર હોય તો મારાથી છૂપ્યો રહે નહીં; અને મારી પાકજાદ બાનુ તેહેમીનાએ તો મારાથી બેટાને નહીં પણ બેટીને જન્મ આપ્યો છે. પણ હશે-જે હોય તે, બ્હીવાનું શું છે?" એટલે રૂસ્તમે સિતાબ કુચ કરવાને બદલે નામદાર ગેવને પોતાનાં એવાનમાં મ્હેમાન કીધો અને નાચરંગની મિજલસ સમારી શરાબ અને શરોદની તાનમાં રાત અને દીન ખુશી ખુરમીમાં ગૂજારવા લાગ્યો. ગેવે તે નામવરને ઘણો વિનવ્યો, બલકે શાહ કેકાઉસની બ્હીક પણ આપી જોઇ: "શાહે દેશ ખોહવાની દેહેશતથી ખાબ અને ખોરાક તજયા છે." પણ રૂસ્તમે એકજ જવાબ આપ્યો, "શી ફિકર છે?" "ઇરાની અનજુમન આ ગજબનાક દુશ્મનથી આજોર્દ થઇ છે." "શી ફિકર છે?" એ પ્રમાણે નવ દહાડા અને નવ રાત રૂસ્તમે પોતાના ખેશી ગેવની મ્હેમાનદારીમાં કાહાડી નાખ્યા પછી જાબુલથી કુચ કીધી અને નામદાર તુસ અને ગોદરેજ અને બીજા ઉમરાવોએ એ જાંહાંજેયને એસ્તેકબાલ આપી દરબારમાં બાઇજત દાખલ કીધો, જયાં તખ્તને બોસો દઇ શાહના સરપર આફરીન અને દોઆ કરી એ પીલતન તેના હુકમની આરજુમાં દબદબા સાથ ઉભો. પણ આ બેદરકાર દીલથી ખીજવાઇ રહેલા કાઉસની અક્કલ ગુસ્સામાં ગુમ થઇ રહી હતી; તેણે રૂસ્તમને કશો આવકાર દેવાને બદલે ગેવને

ઠબરાવ્યો અને પોતાનો તાકીદનો હુકમ બજા લાવવામાં આટલા દિવસની ઢીલ કરવા થકી લાલચોળ આંખોએ રૂસ્તમ ઉપર પોતાનો ક્રોધ ખાલી કીધો.

## ૨૪. રૂસ્તમ ઉપર શાહ કેકાઉસનો ક્રોધ.

( વાઘેશ્રી કાનડો—ધ્રુપદ—ચોતાલો. )

કાળું મોહ, રૂસ્તમ, તારૂં હું ન ચાહતો,
જારે ! શીકલ બાળી ! થા કંગાલ કદમે નાપેદા ! કાળું મોહ૦
નવ ગણ્યું માન હુકમનું, ના ગણ્યું તાજનું,
દોસ્તી નવ રાજ તણી કરી નવ લાજ કાજ અદા ! કાળું મોહ૦
અગર હોત સોડમાં સમશેરતો,
હું કાપીજ નાખતે પાપી શીરજ તૃતજ,
વેર થકી કેહરથી જાનથી બેજાન કરત હું !
પણ ગેવ ! લે જીવ એનો, સખુન મારો રહે સદા. કાળું મોહ૦

ગેવે શાહનો આ નાલાયક અને ઘાતકી હુકમ બજાવવાને ના પાડી ત્યારે કેકાઉસે વધારે ગુસ્સે થઇ રૂસ્તમ અને ગેવ બંનેને બંદીવાન કરી સુલીએ ચહડાવી દેવા તુસને હુકમ કીધો. તુસ કાઉસના ડરથી આ હુકમ બજાવવા ઉઠયો, પણ શોખ ચશ્મ શાહની શોખાઇ નરે સેરોને બેઇજત કરવાની હદ સુધી વધી ગયલી જોઇ રૂસ્તમે એકજ તમાચામાં તુસને જમીનદોસ્ત કરી દીધો અને હવે ખૂનથી ધાઇ આવેલી આંખો સાથ સુસવાટની પેઠે ઉછળતો અને સિંહની પેઠે ગર્જના કરતો તે આ હિચકારા શાહ ઉપર ગાળ વર્ષાવતો તેની સામો ધસી ગયો—

## ૨૫. રૂસ્તમનો શાહ કાઉસપર તુચ્છકાર અને કેહેર.

( બહાર કાનડો—ત્રિતાલ. )

ઓ ! કમીના કમઅસિલ ! કમજાત !
શોખ ચશમ ! શરમ વણુના !
તુચ્છ ! તુચ્છ વરણુના ! નાપેકાર ! ઝેરી વીછુ ! અજગર !
જે વડે રોશન બખ્ત થયું,
તે હું, તહેમતન તરફ કરી તુંડ નગુણુ વચન વાત ! ઓ કમીના !૦
મળત વળત નવ તાજ ન રાજ, જો હતે ન દીધું હાથે,
શાહ છે તું મુજથી,
તકસીર એ થઇ હુંથી કે વીછુથી ઇચ્છયું અમૃત,
બુરાથી ભલાઇ ન થનાર ! તું શું કરનાર ? જીવનીજ ઘાત ? ઓ કમીના૦

" ઓ હીણુા, કમીના, તું પાદશાહીને લાયક નથી પણ જનાનાનેજ લાયકનો છે. તું ભૂલી જાય છે કે હુંજ તે તાજબક્ષ રૂસ્તમ કે જેણે તારે ખાતર માઝીનદ્રાનમાં સરગરદાન થઇ શૈતાની ખસ્લતના સફેદ દેવના નાશકારક પંજા ઝેરી ચુંગાલનાં બંદમાંથી ખલાસ કરી તને તાજદાર શાહ સ્થાપ્યો. પણ કમઅસીલથી કદી પણ અસીલાઇ જાહેર થઇ નથી, અને જેની ખસ્લત ખચ્ચરની તરફ વળેલી હોય તે કદી સુગંધી મધ કસ્તુરીઓ બનતો નથી. કોણુની તાકાત છે કે મને હાથ

લગાડે? મને કોણુની પરવા છે? લાખો જંગીઓ મારા તાબામાં છે: મીસર અને ચીન, હમાવરાન અને માઝન્દ્રાન મારા દસ્તથી ધ્રૂજે છે. રૂમ અને શામ, તુરાન અને ખાકાને ચીનના પાદશાહો મારી કદમબોસી કરે છે. બોઝોર્ગ અલ્બરેજનું સદાના ભરફથી ઢંકાયલું બુલંદ શીખ મારો શાહી છે કે જ્યાંથી ડગમગતા હફતેખનો પસાર કરી લાચાર અને નાવાસ કેકોબાદને મેં અવ્વલ ઇજ્જત અને હોરમત સાથે ઇરાનેજનો શાહ સરફરાજ કીધો. પણ અફસોસ! કે તું તારી જાહોજલાલીના ગુમાનમાં એ સઘળું ભૂલી ગયો છે, તો હવે મને તારી સાથ કશું કામ રહ્યું નથી. આ જમીન મારૂં મકાન છે, મારા રખ્શની પીઠ તેજ મારૂં તખ્ત છે, મારી લશ્કરી કેલાહ તાજ કરતાં કીર્ત્તિવાન છે, મારો નોકર નેજો મારો સદાનો સાથી છે, મારો ગાવ્યાની ગુરજ મારાં નામની દીપક છે, મારી સમશેર મારા ચલકાટની વીજળી છે, મારી બાજુ મારી પાદશાહીનું નામ છે. હું નથી કોઇનો હાજતમંદ, કે નથી મોહતાજમંદ, તો મને નથી જોઇતો તારો આશરો કે નથી તારી ગરજ."

એ પ્રમાણે શાહ ઉપર ફિટકાર વર્સાવી ચાલતો થયો રૂસ્તમ એકદમ દરબાર છોડીને; પણ દેશ ઉપર આવી પડેલા દુશ્મનના ગજબથી તેનું દિલ તો દુઃખી થયલું જ હતું, માટે પોતાની પાછળ આવેલા ગમખાર સરદારો અને પ્હેલવાનોને છેલ્લી સલામ કરતાં તે સહુચેતીના શબ્દો બોલતો ગયો—

## ૨૬. પ્હેલવાનોને રૂસ્તમની દુઃખભરેલી છેલ્લી સલામ અને સાવચેતી વિશે અરજ.

( સિંધુરા—તાલ દીપચંદી. )

સંકટનો આજ રે સમો છે, સરદારો! સાચવજો રાજકાજ. સંકટનો૦
છેલ્લી સલામ કરી જાવું ન જોશો ફરી,
અરજ કરૂં રાખો દેશની લાજ;
તદબીરે ટાલજો તુરાની આફત,
સોહરાબ સામા ઇલાજ કરીને કાંઇ સોહરાબ સામા ઇલાજ. સંકટનો૦

રાજ ઉપર આવી પડેલી આફતના બારીક સમયે રૂસ્તમનું રીસાઇ ચલી જવું તે એક ભરવાડ પોતાનું ગોવાલું છોડી જાય, એક બાપ પોતાનાં બચ્ચાંને નાવાસ હાલતમાં નાખી જાય, તે બરબર હતું. રૂસ્તમ ગયો તો હવે રહયું શું? આવા ગભરાટમાં ઇરાની સરદારોની આખી અંજુમને પોતાના વડા બોઝોર્ગ ગોદરેજને શાહ પાસે મોકલ્યો અને તે સદાના શાંત અને શાણા વજીરે ઝનુની જાહેલ કાઉસને તેના અવિચારી કામનું પરિણામ ખુલ્લું કરી થંડા સ્વરે થોડા બોલમાં સમજાવ્યો—

## ૨૭. ગોદરેજની શાહ કેકાઉસને સમજુતી.

( સિંધ કાફી—ટપ્પો. )

વિચારી જો ફરી, સંભાલશે, હો શાહ, કોણ વિકટ આ બાજી? વીચારી૦
કોણ રૂસ્તમ વિના સુખ દેશને દે?
છોડીને દિલે દહેશ્ત! પાદશાહ, બોલ! ગોરૂ કરી. વિચારી૦

હવે કાઉસની શુદ્ધિ ઠેકાણે આવી. તે ગભરાટ સાથે પોતાની ચાલનો પસ્તાવો કરવા લાગ્યો, અને રૂસ્તમની માફી ચાહવા ખુદ ગોદરેજને રવાના કીધો.

## ૨૮. કાઉસનો પસ્તાવો અને રૂસ્તમને મનાવી લાવવાની અરજ.

( સિંધ કાફી—તાલ દીપચંદી. )

જાવો રે રૂસ્તમને મનાવો રે !
મને પળપળ થાય પસ્તાવોરે ! કેમ હવે થાશેરે ! જાવોરે૦
મનાવા જંગીને અંજુમન સંગે ચાલ્યો ગોદરજ બાવોરે—
અકબર તેજ જે દેશથી દાજે, સંપે તૈયાર સહુ થાવો રે ! જાવોરે૦

દાનાઇનો દરિયાવ ગોદરેજ સંખ્યાબંધ સરદારોને સાથે લઇ રૂસ્તમને માર્ગમાં જઇ મળ્યો, અને તેને ત્યાંજ શેહાની પાદશાહની પશેમાની તેમજ અંજુમનની કાકલુદીભરી અરજ રજુ કીધી કે—

## ૨૯. રૂસ્તમને ગોદરેજની આજીજીભરેલી શીખામણ.

( મિયાંની મલ્હાર—ખ્યાલ—ત્રિતાલ. )

આલમને ત્હેમતન તું દે પનાહ :
શત્રુ સોગએ સર્વ ત્રાસે, રૂસ્તમ, તું વિના—
શો કીધો અમે ગુનાહ ? આલમને૦
થયો છે શાહ પશેમાન,
અવલ કસુરની તુંથી દરગુજરે આવ્યો હું—
હાથીઓના ઓહમાં પશુ મરે કે શું ?
પશુપાળ, પ્રજાપાળ, રક્ષણહાર ! તુંજ વતન
કેમ કરી દેશે થવા ફના ? આલમને૦

રૂસ્તમની દેશહિતકારીપણાને કીધેલી આ અરજ સફલ નિવડી. પોતાનો ખાનગી લાભ બિગડે તો શું થયું ? પણ દેશનાં સર્વોપરી હિત આગળ એક ખરો મોટો નર પોતાનો કેવો ભોગ આપવાને તૈયાર થાય છે તે રૂસ્તમે દેખાડી આપ્યું, અને હવે કુલ આલમની ભારે ખુશાલી વચ્ચે આ માનીતો મદાવીર પાછો આવ્યો.

## ૩૦. ઇરાનની મદદે રૂસ્તમ પાછો ફર્યાની ખુશાલી.

( દેશ પીલુ—ત્રિતાલ. )

ભારી ખુશાલી ઘેરે ઘેરે ચાલે !
આવ્યો વીર મનાયો, સહાય થવા મહાલે. ભારી૦
રૈયત રીજે રીજે, દેખીજ દલેરની લડાઇ તૈયારી:
શત્રુને હરાવા, સ્વદેશ બચાવા, ઢાલ ફોજ ઢાલે૦ ભારી૦

બીજી સહવારે જંગનું મેદાન લડાઇના ખણખણાટ અને જંગ સ્વારીના ઝમઝમાટથી હલમલી નીકળ્યું.

## ૩૧. લડાઇની ધમાલ અને ધુન્જારો.

(યમન કલ્યાણ—ચોતાલો.)

છુમ છુમ છુમ, ઝુમ ઝુમ ઝુમ, દુમ દુમ દુમ, ધુમ ધુમ ધુમ,
ધમાલ ધાડ ધાયજી [૧] છુમ છુમ૦
દદામ[૨] ગડગડે ધું ધું ધું ધું, ભુંગલ ભુંકે ભું ભું ભું ભું,
તંત વાદ્ય તુંતુન તુંતુન,
વાગતું પરગમ કરરર ધ્રું કરર ધ્રું કરરર રરરર ધ્રું,
ખણ ખણતું સાજ ગણગણતું ગાજે
સવારીસું જાયજી. છુમ છુમ૦
વીજળી ચમકે તરવાર તેજ તણી,
કાપી શત્રુ, સપ સપ સપ સપ,
બાણ છુટે સરરરરરરર
ભડકા લઇ ધ્રું ધરરરરરરર
ધડકે નેજા કમાન તીર,
ધરતી ધડકે ધડાક બંધ, ધૂલ ધુમાડા ભૂમ ભુમાટા ભૂમી ભૂમીએ.
સૂરજ વાદળ છાયજી. છુમ છુમ૦

ઇરાન અને તુરાનની બંને બારદુની છાવણીઓ દમદમાટમાં ડૂબી રહી છે તેની પ્હેલીજ રાત્રે આ તુરકી જવાન કોણ અને કેવો છે તે પોતાની નજરે જોવા અને ખાત્રી કરવા ત્હેમતન રૂસ્તમ પોતે તુરકીનો છૂપો લેબાશ લઇ શત્રુની છાવણીમાં ગયો. કોઇને પણ વ્હેમ આવ્યા વગર તે એકદમ સોહરાબના આરાસ્તે કરેલા ડેરામાં દાખલ થયો, જ્યાં તે સીનેફ્રાખ પ્હેલવાન રોશન ચ્હેરે નામશગરોના શરોદ અને શરાબની લ્હેરમાં દબદબાભરેલી મિજલસ સમારી ખુશી ખુરમીથી રાત ગૂજારતો હતો. રૂસ્તમ છૂપો ઉભો રહી આ જબરદસ્ત જવાનના રંગરાગ, એ કોણ હશે, કોણનો દીકરો હશે, તે અચરતી સાથે જોય છે, તેવામાં અતેફાક એવો બન્યો કે સોહરાબનો બુજર્ગ વજીર જનદેહ રજમ ત્યાં આવી લાગ્યો અને અંદેશામાં પડયો કે તુરાની છાવણીમાં આવો કદાવર સરદાર કોઇ નથી ત્યારે આ કોણ અજાણ્યો આવ્યો છે? રજમે તુરત રૂસ્તમ પાસે જઇ પૂછયું "તું કોણ છે, અને અહીં શા કામે આવ્યો છે તે સિતાબ કહી દે." એટલું તેનું બોલવું કે તેની ગરદનના હાડકાંમાં એકજ મુક્કી જોરથી મારી રજમને જમીનદોસ્ત કરી રૂસ્તમ તુરતજ નીકળી ગયો, અને બિચારા રજમે ગરદનનો ચુરો થવાથી ત્યાં ને ત્યાંજ પ્રાણ મેલી દીધો. સોહરાબ આવીને જોય છે તો તે લોહીની ન્હેરમાં પડેલો હતો. તે તુરત ચેતયો કે આ કરપીણ કામ ઇરાની છાવણીમાંના કોઇ દુશમનજાતનું કરેલું છે, અને હુકમ કીધો કે હિચકારા દુશમનના વેરમાં આખી રાત કોઇએ સૂવું નહીં અને કીનાથી લોહીમાં બોળવા સિવાય કોઇએ પોતાની સમશેર મ્યાનમાં પાછી ખોસવી નહીં. રજમ સોહરાબનો વજીર નહીં પણ મામો થતો હતો, અને ઇરાન ઉપરની સોહરાબની ચઢાઇમાં જો કદી રૂસ્તમ સામો આવે અને બાપ બેટા એકઠા મળે તો તેઓને ઓળખાવવા અને એકઠા મેળવી એક બીજાને હાથ થતી ખરાબી અટકાવવા ત્હેમીનાએ પોતાના આ ભાઇને ખામખા છૂપો મોકલ્યો

૧ ધની આવે. ૨ નકારાં.

હતો; તે ઉમેદ રજમના આ કમોતથી ભંગ થઇ અને સોહરાબે ખનખાર ગુસ્સાથી એ વિશે માહેતમ જારી કીધી.

## ૩૨. રજમના છૂપાં ખુન ઉપર સોહરાબનો ક્રોધ.

(દેશ સોરઠ—ગઝલ—તાલ પસ્તો.)

ગયું મેહું રેંસીને વરૂં ગોસપંદની સંફમાં જઇ,
ગોસપંદ લાચાર સમ રજમ ખાકમાં પડયો ખાકસાર થઇ. ૧.
ઉકલે છે લહુ કેંર વેર લઉં ચશ્મોમાં ચઢગો આતશી કીનો,
હિચકારનો નાશકાર હું આશકાર છું મારતો મુદઇ. ૨.
બનાવું લાલાનું ચમન મેદાન લહુની લેહરથી,
જમ થાવું રજમના ખુનીનો એક એક જીવ હું લઇ. ૩.

સોહરાબે રજમના કીનામાં જંગનું બખ્તર પ્હેર્યું અને રૂસ્તમે પેલી મેરથી સોહરાબના જબરસ્ત બળ અને સોહમગ્ના કદ વિશે અંદેશાપૂર શાહ કેકાઉસની દરબારમાં જઇ તેને રોશન કીધો કે, "જાંહપનાહ આ તુરકી સોહરાબ તો ખરેખર કોઇ નેકનામ પ્હેલવાનજાદો અને જંગના મેદાનની સંફ્રાજી લેવા લાયક જોદ્ધો છે" બીજી સહવારે ઇરાનીઓની ભભૂકતી છાવણીમાં લડાઇનો લોહીઆર ઠાઠ તૈયાર રચેલો છે તેવામાં નેકહંતન પ્હેલવાન સોહરાબ એક ઉંચી ટેકડી ઉપર જઇ ઉભો અને નજરની છેલ્લી હદપર જમીન અને આસમાન એકઠાં મળે ત્યાં સુધી તંબુઓનાં એક વનમાં ઝુંડઓનો દરિયાવ અને હથિયારોની રેલછેલમાં માણસોના મોજાપર મોજા ઉભાતા જોઇ તે અંદેશામાં પડયો કે આવા જબરદસ્ત જંગમાં મારે હેમતન બાપ આવવો જોઇયે, પણ મામા રજમના મુવથી હવે તેને કોણ ઓળખાવશે? તે પણ તે ઠીક કરવી જોઇયે એવા વિચારથી તાબડતોબ પોતની છાવણીમાંથી પેલા કેદી હજીરને બોલાવ્યો અને કહ્યું કે, "હે પ્હેલવન, જો કે તીર હરગેજ વાંકો થતો નથી પણ નિશાન વાંકી થય છે અને તો પણ સીધો તીર વાંકી નિશાનમાં પોતાનું મકાન કરી શકે છે, વસ્તે જો તું તારા બંદથી ખલાસી પામી મરી દરગાહમાં સરફરજ થવા ચાહતો હોય તો આ જબરદસ્ત છાવણીમાંના તંબુઓ કોણ કોણના છે તે હું પુછું તેનો જવાબ રાસ્ત ઓળખાણથી આપજે."

## ૩૩. સોહરાબની હજીરથી પરપુછ.

(સિંધ કાફી—ગઝલ—તાલ દીપચંડી.)

રાસ્તીની છે કીર્તિ ઇરાનમાં,
કહે હજીર, મશહુર કુલ જહાનમાં. ૧

કહે કોણનો તે ડેરો કીરમજી,
ખુર્શીદ પેકર ઉડે ધજા ગજી? ૨

શાહ કાઉસનો એ તંબુ બુલંદ,
હજીર કહે, ઓળખ તે નૂરમંદ. ૩

વળી આ મંડપ વીર બનાવે,
દમામ પીલ્પેકરે જંગ સતાવે? ૪

એતો આરામધ્વા તુસ દલેરનો,
સરદાર જે, કેહ હજીર, નરેસેરનો. ૫
વારૂં આ છાવણી હારે કટાર,
કોણ ધણી કોણ સપેહસાલાર? ૬
લેછે ઝુલાણુ જેમાં ઝરરીન હાથી,
ઉભા છે જેના નવજવાન સાથી? ૭
જાણુ એ કેશવાદ પીલ્તન ઇરાની,
બાપ બેટા ચાલીસનો ગુમાની. ૮
તંબુપર તંબુના સવાલપર સવાલ,
પૂછ્યા, પામ્યો અનેકના હેવાલ. ૯
ગેવ, ફરીબ્રોજ, ગોસવાદ, રાહામ,
દીઠાં નિશાન નામ ઠામ ને કામ. ૧૦
પણ ના પિછાની ઇધાણી પદરની,
બળ્યો આગથી નિરાશ જીગરની. ૧૧

પણ પોતાના પેદર વિશે જાણવાની સંધી ન મુરાદી વચ્ચે એક ડેરા ઉપર તેની નજર પડી જે ખચીત ત્હેમતન રૂસ્તમનો તેણે માન્યો; અને તે તેમજ હતો, પણ જુઠા લુતરા હજીરે તેને ઉડાવ્યો.

## ૩૪. રૂસ્તમનો ડેરો સોહરાબે ઓળખવો.

(ઝિંઝોટી—તાલ દીપચંદી.)

લાલ કેવો ઝલકે રે ડેરા જરદાર, હજીર બતાવ. લાલ૦
ગાભ્યાની ઝુંડો કયાની નસલનો, નવ નિશાન છુપાવ. લાલ૦
અજદાપેકર ધજા ફુલકપર, શોભે સહુ સરપાવ. લાલ૦
અણદીઠ, અણનમિત જંગી બીરાજમાન, શુભ વર્ણન સુનાવ. લાલ૦

## ૩૫. સોહરાબને હજીરની ઉલથાપ.

(દેશ અને પીલુ—દાદરો.)

છાવણી રૂસ્તમની ખરી, કેમ કરી બોલે હો,
હાજરી છુપાવી હજીરે હરીફને ટોલે હો. છાવણી૦
હું ન સમજતો, કહે હજીર, પરદેશી એ કો વજીર,
એ નિશાન ચીની ડોલે હો. છાવણી૦

હજીર કાંઇ જાણુતો નથી કે સોહરાબ રૂસ્તમનો સપુત છે. તે જોય છે કે આવા એક જબરદસ્ત દુશમન સામે ત્હેમતન આવેલો છે તે તેનાથી છૂપાવવુંજ સારૂં છે, માટે પોતાના ઇરાન વતનની ખીદમત ખાતર હજીરે સોહરાબને ઉલથાપ આપી. “એ તો કોઇ ચીન સૂર જમીનપરથી પાદશાહ કાઉસને મળવા આવેલા ચીનાઇ એલચીનો ડેરો દેખાય છે.” હજીરે ઉડાવનારો જવાબ દીધો, પણ એ જવાબ જંગી સોહરાબનું દિલ આજોરદે કરનારો હતો. પોતાની

માદરની આપેલી નિશાની ઉપરથી તેની ખાતરી હતી કે લીલા રંગની કનાતનો ડેરો, આ અજદા પેકર ઝુંડો અને તેની ઉપરની ગવિયાની નિશાન તેના પેદરનીજ છે, જેના દીદારને દીદાર મેળવવા તે હોંશભર આરઝુમંદ થયો; પણ હજીરના જવાબથી તેની આશા તુટી ગઇ. એકવાર ફરી તેણે પુછયું કે, "ઓ રાસ્ત જવાન ઇરાની, તું સખુનપુરા થઇ મને ઠગતો તો નથી? ફરીથી જો પેલો લીલો તંબુ, પેલોજ મસ્ત રખ્શ, પેલીજ નિશાન, અને તે તંબુમાં પેલોજ બિરાજમાન બહાદુર જો, અને જેને માટે હું ઇંતેજાર છું તેની તરફ તું બેપરવા ના થા, પણ એ મહાવીર કોણ છે તેની વધાઇથી મને ખુશી કર."

## ૩૬. સોહરાબનું ફરી પૂછવું—હજીરના ફરી અખાડા.

(જેજેવંતી—ધ્રુપદ—ચોતાલો.)

મસ્ત અંગ દસ્તબંદ બાજુનો બિરાજમાન,
ગડગડાત પેંઠ ગજ સિંહ ધ્રુજાવતો છે કોણ જો ફરી? મસ્ત અંગ૦
ના મુને વધુ ખબર, કહયું મેં હું ધરતો તે,
લેબાશ દીસવાથી, પુછે શું મને કેદ કરી? મસ્ત અંગ૦

સોહરાબે તપી જઇને હવે પાધરોજ સવાલ પુછયો કે "તહેમતન રૂસ્તમનો તંબુ કયાં છે? શું તે આ જંગમાં નથી આવ્યો?"

## ૩૭. સોહરાબ અને હજીર વચે તડાતડી.

(ઝિંઝોટી—ટપ્પો)

ઝટ બોલ કેમ કરી રૂસ્તમ આ જંગમાં નહીં આવ્યો હોય?
વણ સેનાપતિ આવે શું કાઉસ અહીં? ઝટ બોલ૦
ડરે તુંથી શું શેહનશાહ, કે તસ્દી દે તહેમ્તનને?
તે તો જાબુલમાં, મોજમાં ચકચૂર હશે બાહોશ કંઇ. ઝટ બોલ૦

અપમાન ભરેલા આ જવાબથી આજોરદે થયલા સોહરાબે દરિયાવની મીસાલે ઉછળીને હજીરને ટોટામાંથી પકડયો અને ગુસ્સાભર જોશના એકજ તમાચામાં તેનો ગાલ ફાડી નાખી તેને લોહી લુવાન જમીનપર પટકયો.

## ૩૮. સોહરાબનો હજીર ઉપર કેહેર.

(કાફી—ઠુમરી—ત્રિતાલ.)

લાજ મન વશ ગઇ,
પાપવશ દુશમન હવસવશ લબ્બાડી લાભમાં શોધે,
ઉછળે જીગર લહુ ઉકલી વેરમાં
જોઇ તારી ઠગબાજી ભારી. લાજ૦
શાનું ખમું હું અપમાન તું નીચનું?
લોટ ખાઇ લાત, ધૂળ ખાકમાં,
કરૂં સહુની ખુનખારી. લાજ૦

તમાશાના ચમચમાટમાં હજીર વિચારવા લાગ્યો કે સારૂં થયું કે આ મહાવીર છોકરાને રૂસ્તમની છાવણી મેં નહિ ઓળખાવી, નહિ તો કે મબાદા સર્વેની અગાઉ તે હેમતનની છાવણીમાં ધસી જઇ તેનો પહેલો નાશ કરત. એક બુલંદ દરખતની સલામતી ખાતર તેની આસપાસ ઉગેલા શેંકડો પલાઓ નાશ પામે તો ભલે, અને એક સ્થંભને કાયમ રાખવા ખાતર આસપાસના બીજા હજારો પાયા ધસાવી નાખ્યા હોય તો ખોટ જતી નથી. અને હવે મસ્ત પીલતનનો સોહરાબ રણસીંગડું વગાડી રણભૂમિએ ઉતર્યો, અને કોહકાફના હીલતા પહાડ પેરે ઝુલાણુ લેતાં એ જંગીએ પોલાદી બખ્તરમાં આસમાન તુલીક મેદાન ગજાવી ઇરાનીઓની કતલમાં મુદઇના મ્હોં જર્દ કરી નાખ્યાં.

જયારે ખૂનરેજીની ખાકમાં હજારો જીગર ચાકચાક થયાં, ત્યારે રૂસ્તમે કહ્યું કે, “હે તુરકી લોકના, લશ્કરની કલબલાથી દૂર ચાલ અને બિચારાં રાંક ગોરખરો ઉપર સીતમ ગુજારવાને બદલે હું ચુનંદા જંગીને જેર બનાવ.” જંગબાજીમાં એકલા અંગ કસવાને આ સીનેકશ દલેરો જૂદા ચાલ્યા. “હે બુઢા જંગી,” સોહરાબ બોલ્યો, “તારૂં પીલતન મારા ગુરજના એકજ જરબમાં ખાકના કફનથી આસુદું થશે.” એકવાર ફરી લડાઇની હુંનરમંદીમાં હાથ મેળવવા આગમચ આમન-સામન પોતાની મરદાનગી અને બ્હાદુરીની બડાઇખોર ચાપલુસી મારતા જાંહજોય રૂસ્તમને પોતાના આ જવાન હરીફપર મ્હેર આવવા લાગી અને તે દયા ખાઇ બોલ્યો કે, “હે છોકરા, મને મોટો શક છે કે તું ખરેખર તુરાની નથી અને તુરકીથી તારી તોખમ નથી. તો તું અમથો કાં' મોત શોધતો આવ્યો છે? તારાં જોબન અને જવાનીપર મારી મ્હોબત અને મ્હેર દોડે છે, અને કસમ ખાઇ કહું છું કે તુંને જખમ કરતાં મને ખુદા માલમ શા સબબથી કોઇ ભેદી ગમ પેદા થાય છે.” સોહરાબનું લોહી પણ છુપી મોહોબતના દુજતા ઝરાથી ઓછું વ્હેતું હતું નહિ. તેણે તુર્તજ મિઠાશ અને આતુરતા સાથ ખુલાસો ચાહ્યો કે—

## ૩૯. સોહરાબની આજેજી ઉપર રૂસ્તમનો અનાદર.

( શ્રીરાગ—ખ્યાલ જલદ—ત્રિતાલ. )

હે આલીશાં! રે શી નિશાનો દઇ
વંચાઇ રે, ખુશાલી રે કેહરે વેહેલી
ઓળખવાને રે, જો હોય તું રે
રેહમી તેહેમતનરે જાહેર મુજને થા. હે આલીશાં૦
લડવું નવતો જા રે! પટપટરે શી?
રે સાચું કહયું રે ના રૂસ્તમે,
હે બાળ! નામ સાથે શું રે કામ?
લડવું મરવું હરવું ડરવું હઠવું જંગમાં હોય તો જા. હે આલીશાં૦

પોતાની મ્હોબત દોડવાથી અગર જો આ રૂસ્તમ હોય તો તેને પિછાનવાની સોહરાબે ખાહેશ દેખાડી, પણ રૂસ્તમનું આવી બનવાનું તેથી રાસ્તી તજી તેણે સોહરાબનો જવાબ ઉડાવ્યો અને કહ્યું કે, “હું તો એક સાધારણ પ્હેલવાન છું, હું કાંઇ રૂસ્તમ નથી. રૂસ્તમ તો હજી પછી લડવા આવશે, અને ત્યારેજ તે પ્હેલવાનોના પ્હેલવાનની દલેરીની તુંને ખબર પડશે.” આ તો ત્યારે રૂસ્તમ નથી એવી નામુરાદીમાં સોહરાબ પાછો પોતાના પેદરનીજ સાથે મસ્ત જંગ

મચાવવા લાગ્યો, અને જુઓ પછી બાપ-બેટા વચ્ચે કીનો અને વેર, ધુમ અને શોર. બાપની સમશેરમાંથી આતશના સોલા ઉઠવા લાગ્યા, ત્યારે દીકરાના નેજાઓની નોક તૂટી ગઇ; એકે તીરોનો વરસાદ વરસાવ્યો, ત્યારે બીજાએ બખ્તરને ચાળણી મિસાલે ચાકચાક કીધાં; ગુરજો છુંદાઇ ગયા, અને તલવારો ભાગી ગઇ; ઘેડાઓની પાખરમાં સુરાખ પડયા, અને તીરોનો ભાથરો ખાલી થયો. પણ આ કીનાબાજ જીગરો જે એક બીજાના જખમોથી લોહી લુહાણ થયાં હતાં, રંજીદાં થયાં હતાં, મેહનતની ગીદથી ભરાઇ અને તનના પરસેવથી લપટાઇ ગયાં હતાં, તે અંતે થાક્યા આજીરદે થયાં, અને બંને જરા વીસામો લેવા પડયા. રૂસ્તમ રંજીદા થઇ અ દેશામાં ગીરફતાર થયો કે, " મારી ઉમરભર આવો કોઇ જંગી જવાન મેં દીઠો નથી. ખચીત એના હથપર મારૂં મોત આવી બન્યું છે, અને જબરદસ્ત દેવોનો નાશ કીધા પછી આ એક ભોંયમાંથી ફૂટેલા નમશહુર છોકરાથી મારી આખી જિંદગીની કીર્તિની ધૂળધાણી થવાની છે." પેલી ગમ્મથી સોહરાબ અંદેશો કરે છે કે, " મારા બાપને મળવા અગાઉ આ જંગમજ બુઢાની જવાંમરદી અને ઝડપથી આજની આ પ્હેલ વેહેલીજ લડાઇમાં મારી ખેજત છે." આમ અંદેશામય આજીરદેપણામાં થાક ખાઇ એકવાર ફરી તેઓએ ખૂનરેજીમાં કમર તંગ કીધી, અને ઘણીવાર આમન સામન જરબોની કજબેશી ચાલવા પછી અંતે સોહરાબના એક ગુરજના ફટકાથી રૂસ્તમની ખાંધ એવી તો ભાગી કે દીકરો હસીને બાપને કહેવા લાગ્યો કે, " બુલંદ બદનના હે બુઢા, તું મારા ફટકા સંભાળવાને શકિતવાન નથી, વાસ્તે આ લડાઇથી પાછો ફર, કેમકે તારી જૈફી ઉપર મારી મ્હેર દોડે છે." રૂસ્તમે પશેમાન ચ્હેરે જવાબ દીધો કે, " હે નૂરમંદ જવાન, તારી દલેરીની આફ્રીન કરૂં છું, અને તુંને જીવતદાન બખશવાની આરજુ રાખું છું, પણ હુજત કીધાથી તું મારા હાથથી બચવાનો નથી. હમણા તો સાંજ પડી ગઇ છે, માટે પાછા ફરિયે. પણ જો કાલે તારાં મોને સિતાબી કીધી હોય તો પાછો આવજે. કાલે હથિયારોની ભાડુતી લડત બાજુએ મૂકી આપણી બાજુના બળથી કુસ્તીની લડતે આપણે કૌવતના મેદાનમાં એકબાલની બાજી અજમાવીશું."

બંને બ્હાદુરો પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા, અને એહુ પોતપોતાના સરદારો આગળ પોતપોતાના હરીફોની જોરમંદીના વખાણ કરવા લગ્યા. રૂસ્તમ શાહ કેકાઉસને કહેવા લાગ્યો કે, "જાંહપનાહ, આખી જીહાનના પ્હેલવાનોને ઝાંખ લગાડે એવા એક જંગી નરને આજ સૂધી કોઇપી ઇરાની કે તુરાની માદરે જન્મ આપ્યો નથી; અને હું જે ગુસ્સાના જોરથી ખેજાનના તુફાન મિસાલે બુલંદ દરખતોને ઉખેડી નાખું છું તે આ એક અલબરૂજ પ્હાડની મિસાલે ઘોડાની પીઠને વળગી બેઠેલા બાળકને એક વખત પણ તેના જીન ઉપરથી ઉઠાવી શક્યો નહિ. હું આજે તો હારીને આવ્યો છું, અને મને નહીં લાગતું કે આવતી કાલે હું જીતી આવું." ફિકરથી કારી ફાટ પડેલાં જીગરથી પાદશાહે રૂસ્તમને ઘણી ધીરજ આપી અને દોઆ કીધી, પણ એ ગેશન સેતારાના શેરમર્દે બીજા દિવસના જંગમાં જાનની ઉમેદ છોડી. તેણે બીજી વાર કમ્મર તંગ કરવા આગમચ પોતાના ભાઇ ઝવારેહને પોતાની પાસે બોલાવી તેની ગમખારીભરેલી છેલ્લી સલામ લીધી, અને અગર જો પોતે મરણ પામે તો પોતાના બુજર્ગ બાપ જાલ તથા પોતાની જૈફ માતા રોદાબેને દિલાસાનો પેગામ શું આપવો તે ભારી ગંભીરતાથી કહી રાખ્યો.

## ૪૦. પોતાની નિરાશામાં માબાપ જોગ મોકલેલો રૂસ્તમનો પેગામ.

(પુરિયા ધનાશ્રી—ખ્યાલ જલદ—ત્રિતાલ.)

મુંવું તે ગયુંજ ગયું, નવ ફરી ફરી આવે રડવાથી,
ત્યારે શાની પાડે કહાણી રૂદને રૂદને, મા'તમે મા'તમે,
ગયું વ્હાલું તન તેને,
પુછજે માવતરને જીંદગી રહી કોની ? ગઇ કોની ? મુવું તે૦
જો આવે મારી અજલ જંગે,
હરગેજ કોઇ રડશો ના, બળશો ગમ કરશો ના,
જિંદગાની ફાની છે ફાની, અમર કોની ? સદા કોની ? મુવું તે૦

પેલી મેરથી સોહરાબ પણ પોતાના આ જુદા હરીફના અંદેશાથી ઓછો બેજાર નહીં હતો. તેણે પોતાની છાવણીમાં આ બુજર્ગ બ્હાદુરની ભારી સિફત કીધી, અને બીજી સહવારે જંગમાં ઝેઝાવવા આગમચ અંદેશામંદ દિલે એકવાર ફરી તેણે તુરાની હોમાનને પોતાની પાસે બોલાવી કહ્યું કે, "હોમાન, આતો કોઇ ખરો સરફરાજ અને ખરો દલેર મહાવીર મારી સાથ લડવા આવ્યો છે ભયંકાર લડાઇનું ખુનખાર મેદાન તો એને મનથી બચ્ચાંની રમત છે, અને તેજ હથિયારના જખમે એક પહાડપરથી ગબડી પડે તેમ એને લાગ્યા વગર ગબડી જાય છે. હોમાન, એજ ત્હેમતન રૂસ્તમ તો નથી ? એની પીલતન બાજુ અને પહાડી તન મારી સાથ મળતું લાગે છે, અને એની પ્હોલી પેશનીનો બખ્તાવર ચલકાટ મારી મ્હોબતને માયાથી પોતાની તાબેદારીમાં ખેંચે છે. મારા નામના ઉઠાવનાર પેદરની નિશાન મારી નામવર માદરે આપી છે તે બધી નિશાનો શામેસ્વારના નક્ષ સાથના આ દલેરમાં દેખું છું વાસ્તે હું મારા બાપનેજ હણતો હોવું ?" —"છટ, છટ, છટ!' હોમાને દગાઇથી હશી કાઢી બિચારા સોહરાબને ફરેબના ફાંદામાં લીધો, "સોહરાબ, એ તાજબખ્શ કાંઇ રૂસ્તમ નથી. અરે! તેને તો તું જોય ત્યારે જાણશે કે તે નરેસેરની તો તારીફજ નહીં થાય. તે તો અજનબ મરદાંને મરદ છે. તેના પોકારથી પ્હાડ ફાટે છે, અને તેના રખ્શની નાલથી નીલ દરિયાવ દેહસ્ત પામે છે. તેના જંગની ધમક, તેનાં હથિયારની ચમક અને તેના ઘોડાની ઝુલાન દેવાની વગાણુ ન્યારીજ છે. તારા આ હરીફ જેવા તો કાંઇ હજારો તેના ઘોડાની રેકાબ ધરીને ચાલે છે, અને પાદશાહો તેના આગળ પાઉ-પ્યાદા થાય છે. વાસ્તે સોહરાબ તું બેફિકર રેહ, આ તો કોઇ બેગાનો પ્હેલવાન આવ્યો છે. ફાડ તારાં ખંજરથી તેનું જીગર, અને જીહાનની ઇજતનો ખરીદદાર થા!"

## ૪૧. રૂસ્તમનાં વખાણ.

(પલાસ મુલતાની—તાલ ધુમાળી.)

રૂસ્તમનાં શું વખાણ, કરીશું રૂસ્તમના શું વખાણ ?
મસ્ત દસ્ત દલેર દેવબંધ, જેફીએ જંગમાં જવાન૦
અંગ સંગીન પાહડી અલઓજ, ધ્રુજાવે આસમાન૦
દરિયા નીલની પેઠે ઉછળે, પીલતન એ પ્હેલવાન, શત્રુપર૦ કરીશું૦

ત્યારે આ જબરો હરીફ રૂસ્તમ નથી તે ખ્યાલની ખુશીમાં આતશી કીનાથી ખૂનપર મસ્તા થયલો. સોહરાબ બીજી સહવારે પોતાના કદાવર અબલકપર જોશદાર જીગરે સવાર થઇ નરેસેરનો પોકાર મારતો હરીફનાં મેદાનમાં આવી ઉભો, અને જેવો તે પ્હાડી પીલતન પોતાનો ગંજાવર ગુરજ ઉઠાવતો આવી મળ્યો તેવોજ સોહરાબ તેની સાથે પ્હેલાં તો વાતે વળગ્યો. "હે બુઢા દલેર!" પોતાના દિલથી દોડતી મ્હોબતના મધુર સાદે તે પોકારગો, "બુજર્ગ જંગી! તે રાત કેવી ખુશીમાં ગુજારી અને દિવસનાળે પાછો શા વાસ્તે ગમીમાં ડુબે છે? તારી બુજગ પેશાની ને રોશન દીદાર જોઉં છું કે મારૂં હૃદય મ્હોબતના ખાશ ઝરાથી ઉછળે છે, અને આ ચશ્મોમાંથી શરમનો વરસાદ વરસે છે. તારાં નેક નામની જુસ્તેજો ને તારી બુલંદીભરેલી બુન્યાદની મેં ખોળ ઘણીએ કીધી, પણ તરી પિછાનની તલાશથી મારાં દિલની ઉમેદ બર આવી નથી. હે મસ્ત ચુંગલના ચુનંદા બુજગ! તારા સરખા હુનરમંદ પેહેલવાનને છાજે નહીં કે પોતાનું કીર્તિવાન નામ છૂપાવે. વાસ્તે ખાતર ખુદાની તું તારૂં મુબારક નામ નો છુપાવ ને મને નામુરાદ નો કર, પણ રાસ્ત સખુનથી મને નવાજી કહે તું કોણ છે, કે પછી આપણે એક—બીજાના પોસ્તપનાહ રહિયે અને ગમભરેલા ગુસ્સ્ત જંગને ફરી બરપા નહીં કરિયે.

### ૪૨. સોહરાબની સુલેહભરેલી રૂસ્તમને અરજ.

(પરજ—ધ્રૂપદ—ચોતાલો.)

રે તું જંગ રંગ ભંગ માની,
અજાણી ધૂંળધાણી ના કર જાનની તું હાણી! રે તું૦
બુજગીમાં એશઆરામ, સુખે ગુજાર જિંદગાની,
તેજી સમશેર તજી, મારો સુખન માની. રે તું૦

પણ નહિ. મ્હોબતની આ મીઠી આજેજીથી ખૂનપર ચઢેલા રૂસ્તમનું દિલ પિગળ્યું નહીં "આ તે કેવો પ્હેલવાન? મ્હોબતથી મોજ કરવા આવ્યો છે કે લડવા? અગર જો મિત્રાચારીથી મયા કરવી હતી તો અહીં સૂધી આવવાની આટલી તરદી લીધી શાની? એ મ્હોબત તો મશ્કરી છે અને ફરેબથી ફાવવા માગે છે, પણ તારાં ફરેબ નહિ ચાલશે. તું નંગ પણ નૌજવાન છે, તો હું બુઢો પણ જૂનો જંગી છું. આ તો જંગનું મેદાન છે, જ્યાં મ્હોબત ને શરમ નહિ પણ કીનો ને ખૂન સળગેલું છે. મને મક્રરથી છક્કડ ખવાડવાનો ખ્યાલજ છોડી દે, અને આપણાં લશકરો જંગ જોવા ઉભાં છે તો ગઇ કાલના કોલ પ્રમાણે કુસ્તીમાં કમ્મર તંગ કર." સોહરાબ નાઉમેદ થયો, અને કુસ્તીબાજીમાં બાજુ ઠોકવાને ઘોડાપરથી ઉતરી તૈયાર આવી ઉભો, પણ હજી એક વાર છેલ્લી કાકલુદી કીધી કે "બુઢા, જરા તારૂં નામ કહી જા." "અરે નીકળની, એમ જાણ કે મારૂં નામ બુઢો!"—

### ૪૩. રૂસ્તમનું નામ જાણવાને સોહરાબના કાલાવાલા.

(કાફી—ત્રિતાલ.)

રે બુઢા! જરા નામ જણાવી દેરે! હઠ કર ના રે વીર! બુઢા૦
નામ સંગ કામ શું રે? જાણુ જાણે બુઢોજરે!
મ્હાવીર! જરા નિશાન બતાવી દેરે! હઠ૦

અને હવે એ જબરદસ્ત જંગીઓ, બાપ અને બેટો, એક બીજાને જમીનદોસ્ત કરવાની બાજમબાજીમાં એક બીજાને પોતાની ચુંગાળ તળે પકડીને ધૂળમાં ચોળવા અને રોળવા પડયા, અને જોતાં આંખો લોહીથી વ્હેતી થાય એવી આ ભયંકર લડાઇ જોવાને દૂરથી આખાં ઇરાન અને તુરાન હલમલી રહ્યાં. અંતે સોહરાબે નરેસેરની મિસાલે ખૂનખાર ચીસ પાડી રૂસ્તમની કમ્મરપર એવી તો ચિત્તા સમાન ચુંગાલ નાખી કે તે જાંહપેહેલવાનને એક પીછાંની પેઠે કમ્મરમાંથી ઉઠાવી એક પતંગપેરે માથાંપર ફેરવી એક દડીપેરે જમીનપર પછાડયો, અને જેમ બગલાંપર બાજ સ્વાર થાય તેમ નોજવાન સોહરાબ ત્હેમતન રૂસ્તમની છાતી ઉપર સ્વાર થઇ પોતાના વ્હેતા ખંજરથી તેનો સીનો ચાક કરવા ચઢી બેઠો. રૂસ્તમના જીવની ઉમેદ બતંગ થઇ, પણ "સબુર ! સબુર ! હે નાવાકેફ જવાન ?" તે પોકરી ઉઠયો. "તું ખરો પ્હેલવાન છે, પણ પ્હેલવાનોની રાહરસમથી નાવાકેફ છે. અમારા લોકનો રવૈયો છે કે પ્હેલી કુસ્તીમાં દમનમર્દને મારવો નહિ. તે ગમે એવો પલીદ શત્રુ કાં ' નહિ હોય, તેનો જાન એકજ કુસ્તીમાં કબજ કરવો એ નાસમજવાર, નામરદી અને હિચકારાપણું છે. પહેલી શિકસ્ત પહેલવાનોને કામ આવતી નથી, બીજી વખત જીતવામાં નામદારી છે, અને ત્રીજી વખત મુદ્દઇનો સીનો ફાડવો એ મરદાંને મરદનું કામ છે." સિતાબ ઉઠયો ભોલો સોહરાબ ભોલાપણામાં આ ફરેબ ખાઇ રૂસ્તમના તનપરથી. પોતાની જવાની અને જોરમંદીની મગરૂરીમાં પાકા ખુદાના દાવપેચપર ભોલવાયો, અને પોતાના હરીફને પ્રાણદાન દઇ બીજે દાહડે ફરીથી કુસ્તીમાં ઉતરવાનો કોલ આપી તે છૂટો પડયો. છાવણીમાં હોમાન નામુરાદ થઇ અફસોસ કરવા લગ્યો અને આ જીતની બાજી હાથ આવેલી ખોહવા માટે, શેકાર શેકારીનેજ શેકાર કરી જવા માટે, જીતની વચ્ચે હાર ખાવા માટે અને તુરનની અને તુરાનના પાદશાહની સરફરાજી ખોઇ બેસવા માટે એ તુરીનદો હોમાન હાથ ચોળતો અને પાંઉ અફાળતો. સોહરાબને ઠપકો દેવા પડયો કે, "પેહલવાન પણ નાદાન! આખરે તેં એક નાદાનીથી આખી જગની જીહાંગીરી અને જમાનાની નામદારી બરબાદ કીધી. તેં જીહાંદારીની મકાહમાં શીહાઇ દીઠી નથી, તેં ખુશાલીનાં ગુલમાં ગમખારીનો ખાર જાણ્યો નથી. તેં ખુશબોદાર ચમનમાં ઝેરી અજદાહ દીઠો નથી, તેથીજ એક ફરેબબાજ ખુદાના ફેલ અને મકકર ઉપર છકકડ ખાઇ આવ્યો."

## ૪૪. રૂસ્તમના હાથ ઉપર ઠગાઈ આવવા સારૂ સોહરાબને હોમાનનો ઠપકો.

(પરજ—ત્રિતાલ.)

નવડા પણ માનું જુવાનમાં, અણુજાણુમાં, નાદાનમાં !
નવ હારે ત્યારે હારે જ્યારે જીતે ક્યારે ભારે ત્યારે ?
ન તું જારે ! દૂર થારે ! રણુ રાનમાં. નવ ડાપણુ.

ફસું ફરી નવ ફરેબી ફંદે, પસેમાન થઇ કહે સો'રાબ,
જતો મૂકું મુદ્દઇ ન મેદાનમાં મેદાન. નવ ડાપણુ.

પેશીમેરથી પોતાના જીવથી ધરાયલો રૂસ્તમ હારની સર્દ હાય મારતો ખસિયાને ચ્હેરે મેદાનમાંથી પાછો ફર્યો અને પોતાનાં આજારદે જીગરથી ઝિંમાયલાં તનને એક પાણીના ચશ્મા

આગળ આસાયશ આપી પોતાનું ખોહેલું કૌવત પાછું મેળવવાને યજદાંનતાલાની બંદગીમાં રોકાયો.

## ૪૫. રૂસ્તમની પોતાનાં કૌવતને માટે પ્રાર્થના.

( ભૈરવ—ધ્રૂપદ—ચોતાલો. )

સાંભળ યજદા તું, આજીજી બંદો આજેજ હાલે કરૂં,
ખોયું કૌવત દે જે અસલ હતું મારૂં. સાંભળ૦
બાળક હરે પ્હેલવાન, જાય છે લાજ મારી,
દે જોર મુદઇ સંહારૂં. સાંભળ૦

બીજી સહવારે આ મસ્ત જંગીઓ પાછા મસ્તીમાં મળ્યા ત્યારે એકેકપર વધારે ખફગીમાં ખીજવાયલા હતા. સોહરાબે પોકાર મારી પોતાના હમનબર્દને કહ્યું કે "કાલે તો તું મારા પંજાથી ફરેબ રમી બચી ગયો, તો પોતાનો જીવ બચવાપર શોકરગુજારી કરવાને બદલે એકવાર ફરી મોત શોધતો કેમ આવ્યો? બુઢા, મેં ગઇ કાલે દયા ખાઇ તુંને જવા દીધો, પણ આજે હું તુંને જીવતદાન બખશવાનો નથી. તું પોતેજ જીવથી ધરાયલો આવ્યો છે." પણ રૂસ્તમની અબાદત તે આલાહે સાંભળી હોય તેમ તેના પ્હાડી તનમાં તેનું આગલું પોલાદી બળ પાછું આવ્યું, અને તે હવે કુસ્તીની ઉતાવળ કરવા પડયો.

## ૪૬. બીજી કુસ્તીમાં રૂસ્તમની ધમકી.

( ભૂપ—ખ્યાલ-તાલ તીલવાડા. )

ચૂપ રહે બાળક ! તું નાદાનનો ખુનમાં કરીશ ચૂરો. ચૂપ રહે૦
છોડ અભિમાન માની લે આજ
અજલે જાન ખતમ પૂરો. ચૂપ રહે૦

## ૪૭. કુસ્તી છેલ્લી.

( કાફી અને ખમાચ—ઠુમરી-ત્રિતાલ. )

ચાલી જંગ મચાવી રંગ સંગ જંગી રહી જાજીરે. ચાલી૦
છાતી દંગ આશા ભંગ કરતો ઉમંગ પાજીરે,
કરી તંગ તુરંગ અંગના, મસ્તી કુસ્તી બાજીરે. ચાલી૦

એકવાર ફરી ભયંકર કુસ્તીનો જબરદસ્ત અખાડો મચી રહ્યો. ચુનંદા જંગીઓ આખો દહાડો મસ્ત બાજીમાં પછડાયા. સહવારથી સાંજ સૂધી અંગની લડતમાં ટક્કર બાજી રહી, પણ સાંજે લડત પૂર મદમાં આવી, અને અંતે જાંહપ્હેલવાન રૂસ્તમે ગુસ્સાની એક બરાડમાં સોહરાબના કમરબંદ ઉપર એવી તો જોરથી ચુંગાલ મારી કે તેને જમીનપરથી ઉઠાવી પાછો જમીનપર ચટોપાટ નાખ્યો અને તુર્તજ તેની છાતીપર ચઢી બેસી વિલંબ લગાડયા વગર પોતાની કમર બહાર ખૂની ખંજર ખેંચી કાઢી સોહરાબની છાતીમાં ભોંકી દઇ તેનો સીનો ફાડી નાખ્યો . . . ઓ ખુની બાપ ! તારા નાતરસ ખંજરને પોતાના દીકરાનુંજ લોહી પાયું ! . . . પોતાના બાપને મળવાની નાઉમેદી સાથ લોહીમાં ગરકાવ સોહરાબ ખાકમાં લોટતો થયો, અને પોતાના લોહીથી ઝઝરતા

જખમ સાથે સર્દ હાય મારી પોતાના પ્યારા પ્રાણુનો ધીમે ધીમે છેલ્લો દમ ખોહતો પડયો. તે એટલુંજ બોલ્યો કે, ' હે જંગી બુઢ્ઢા. તારે હાથ મારી અજલ આવવાના એકબાલના લેખ હશે તો મારી આ હારને માટે તારી કસુર કાંઇ નથી, પણ મારાં આસ્નાવોને મારી ભર જવાનીમાં દગો થવાથી મારૂં જીગર ભેદાયું છે. હું મારા પેદરને શોધવાની આરજુમાં નીકળ્યો છું. મગર અફસોસ! કે મારી માદરની આપેલી નિશાન મુજબ તેની પિછાન હું કરી શક્યો નહિ, અને મારા પેદરના મેલાપ વગર હું પ્રાણ ખોહું છું.

## ૪૮. જખમી સોહરાબનો અફસોસ.

( ખમાચ– ત્રિતાલ. )

દરશન વણ આંખ્યો તરશી રહી,
તરશી રહી તરશાવી રહી૦ દરશન૦
જૈફ પિતાની ઘરડી આંખ્યો ઝરશે,
ખૂનના લહુથી વરશી રહી. દરશન૦
પિતા રૂસ્તમ મારો પકડી પાતાલથી,
લેશે જીવ તારો વેરશી થઇ. દરશન૦

"બુઢ્ઢા, અગર તું માહી થઇ દરિયાવમાં છૂપાશે,—અગર તું સેતારો બની આસમાનમાં ચઢી બેસશે,—અગર તું અજદાદરૂપે પાતાલમાં પેસશે,—અગર તું ઉડતાં હોકાબની પાંખથી કોહેકાફમાં ગોશેનશીન થશે, તોપણ મારા આ ખૂનના વેરમાં મારો બાપ તહેમતન, મારો સરફરાજ બાપ જાંહજોય રૂસ્તમ પોતાની તેજ સમશેરથી તારૂં સર ચોગાન દડીની મિસાલે ઉડાવશે."

રૂસ્તમ આ શું સાંભળે છે? કોણ? બાપ કોણ? રૂસ્તમ? ઓ! આ નામ સાંભળતાંજ રૂસ્તમની શુદ્ધબુદ્ધ ગુમ થઇ. તેણે માન્યું. તેને વ્હેમજ હતો,—અને હવે ખાતરી થઇ! ફાટફાટ થતી છાતીએ તે ઉતાવળે અધીરાઇથી માગવા લાગ્યો કે "બતાવ, કાંઇ નિશાન હોય તો બતાવ?"

## ૪૯. સોહરાબની ઇંધાણીને સારૂ રૂસ્તમની તલબ.

(પીલુ—ઠુમરી—તાલ પંજાબી.)

દીકરા બતાવ કાંઇ ખાસ નિશાની, બતાવ હો! દીકરા૦
જાણ હુંજ રૂસ્તમ બાપ તારો બખ્તકમ,
નાશ થઇ જીવની આશ, બતાવ હો! દીકરા૦

સોહરાબ જવાબ દે તેની અગાઉ પોતેજ પોતાની બાનુ તહેમીનાને જે નિશાન આપી આવેલો તે જે ઠેકાણે બાંધવા ફરમાવી હતી, તે ઠેકાણે શોધ ચલાવી. હા, સોહરાબે પોતે પોતાના જમણા હાથની બાજુએ પોતાની માતાનો આપેલો મોહરો—પોતાના બાપનું એનૂસું નૂરમંદ નંગ—બતાવ્યો અને રૂસ્તમ આગળ આખી જીહાન શીહા અને કુલ કીર્તિ ફના થઇ. રૂસ્તમને જમીનપર તરફડયાં મારતો દેખી તેનો ભાઇ ઝવારેહ અને બીજા આસપાસના આસ્નાવો દોડી આવ્યા. તેઓ આગળ રૂસ્તમે પોતાના જખમી દિલના ઉદ્‌ગાર બહાર કાઢવા—

## ૫૦. રૂસ્તમની માહેતમ અને આપઘાતની કોશેશ.

(પીલુ—ટપ્પો.)

હો ! ફૂટયું રે ! ફૂટયું ! ભાગ્ય ભવિષ્ય કયામત તક,
ધૂલમંજ ભૂલથી ગયું ડુબી ! હો ફૂટયું રે !૦
ગજબ ગુજરયો કદી જગતમાં આ તરેહ ?
પુત્રનો લે જાન પિતા, જાણી નહીં ગુણ ખુબી ! હો ફૂટયું રે !૦
જીવવું મને ઘટે નહી કરી બેટો બેજાન,
જિંદગી જાયે રડતાં, ભલું તેથી મરૂં ડુબી ! હો ફૂટયું રે !૦

"અફસોસ ! હે દીકરા, કે પહેલીજ કુસ્તીમાં તારેજ હાથ હું માર્યો નહીં ગયો. તારાં જવાન, જોબનવંત, ઉમેદવાર જીગરને ખૂની હાથે ચીરી નાખવાનો અજીમ ગુનાહ મારા પાપી સરપર સદાનો ચોંટાડવા તે પ્હેલી કુસ્તીમાં દગાબાજીથી હું તારા હાથથી છૂટયો, પણ હવે મારૂં જીવવું શું કામનું ? શું સદાકાળની બદનામી અને સદાકાળની માહેતમ ખાતર જીવતો રહૂં ?" તેના કરતાં તો મોત પસંદ કરી રૂસ્તમે તુરત પોતાનું ખંજર પોતાની છાતીમાં ભોકવા કાઢયું, પણ ઝવારેહે તુરતજ વચ્ચે પડી તેનો હાથ પકડયો અને ભાઈના વચ્ચે પડવાથી તહેમતનનો જાન બચ્યો. પોતાના બાપ—કાકાને આવી એણ વખને ઓળખવાથી સોહરાબની જખમી છાતીનો જખમ વધારે ઉંડો થયો. જે બખ્તાવર બાપને ભેટવાની ઉમેદમાં આ ભારી જંગ ઉઠાવી તેજ બાપને હાથે પોતાના જીવનો અંત આવવાનું દુઃખ મોટું હતું, પણ તેજ બાપને હરખ અને પ્યારથી પોતાની છાતીએ દાબવાને બદલે આ પ્હાડ ફાટ એવી માહેતમમાં ગીરફતાર કરવાનું પોતેજ કારણ થઈ પડયો માટે સોહરાબનું જવાન જીગર વધારે જોખમાયું. પડયો પડયો પોતાના બાપના ખોળામાં મથું નાખી અને પોતાના કાકાની ગરદનપર પ્યારભર્યા હાથો ટેકી તેણે પોતાના છેલ્લા ઘરટલા સાથે કાકાની કાકલુદી કીધી કે, "મારા બાપને આ માહેતમ કરતો અટકાવો."

## ૫૧. માહેતમ અને આપઘાતથી રૂસ્તમને રોકવા પોતાના કાકાને સોહરાબની અરજ.

( રામકલી ભૈરવ—ત્રિતાલ. )

અતિશય કરતાં મા'તમ રોકો તાતને, કાકા !
બસ કર કરવી આત્મ જીગરની ઘાતને, કાકા ! અતિશય૦
કિસમતમાં મુજ અજલ લખી જો,
બાપ હાથથી હરવા, મરવા.
યાદ કરી મુજ માતને૦ બસ કર૦

આ માહેતમનો શોર આખી છાવણીમાં મચી રહયો, અને નામદાર ગેવ, તુસ તથા બીજા પ્હેલવાનો આ ગજબ સાંભળતાંજ દોડતા આવી પૂગ્યા. રડતા રૂસ્તમનાં ગમખાર જીગરના જખમપર દિલાસાની થંડક વાળવાને આવી પ્હોંચેલા તે પ્હેલવાનોમાં પેલો બુજર્ગ અકાબર ગોદરેજ પણ હતો, જેને રૂસ્તમે તાબ તોબ પોતાના બ્હાદુર બેટાનો ઘા રૂજવી તેને સજીવન કરવાની આશામાં શાહ કેકાઉસપર નોશદારૂ લેવા મોકલ્યો. પણ સોહરાબને જીવતો રાખવામાં અપમેટા સાથે મળી

જાય તો પોતાની સલામતી ખોહવાનો ખોટો ડર ખાઇ કપટી કેકાઉસે નોશ દારૂ આપવાની ઢીલ કરી ગોદરેજને પાછો વાળ્યો, અને લોહી લુહાણુ સોહરાબ પોતાના બાપના ખોળામાં પોતાના જખમની નાતવાનીથી છેલ્લો દમ લેતો પડેલો હતો ત્યાં ગોદરેજ તે નોજવાનને થંડી ભોંયપર મરતો જોવાને આવી પ્હોંચ્યો.

## પર. સોહરાબની છેલ્લી સલામ.

( પરજ સોહેની—ગઝલ-તાલ પસ્તો. )

બસ કર ગમ રે બાપ ! કહે સોહરાબ કરૂં છેલ્લી સલામ,
લઉં બંધાતી છાતી ખેંચાતી જીભે તારૂં વ્હાલું નામ. ૧
બેટા કર માફ પાપ થયું મ્હા, બાપ કહે દાબી છાતીએ,
ચુમી ગાલો વ્હાલે ભેટી તાતનું કરયું માફજ કામ.
માફી દઇ મુદ્દઇ તુરાની કર લશકરપર તારી મ્હેર,
એટલી વિનતી સેવટની, કરૂણામય છેલ્લાં કલામ. ૩
વ્હાલી માને યાદ કરતો સૂતો આખર નિંદ બેઆમ,
જોબનવંત અંતે મુવો, બાપ થયો નામે બદનામ. ૪

અને આ પ્રમાણે આ જંગીજાદો પોતાના પૂર જોબનમાં પોતાના જે જનક પેદરને મળવાની આરજુમાં તલપી રહ્યો હતો, તેજ બાપને હાથે જાન બરબાદ કરી સૂકી થંડી ભોંયની ખાકપર દમ વગરનું કાલબુદ થઇ પડયો—વીજળી પેરે આવી પવન પેરે ઉડી ગયો.

હવે રૂસ્તમની માહેતમનો તે શો પાર ? તુરાની લશકરને ત્યાંથી સલામત પાછું ફરવા દીધું પણ હજીર—પેલા ઇરાની હજીરપર રૂસ્તમનો કેહેર ઉભરી નીકળ્યો. "આ નીચ ! તેં કાં મારા દીકરાને દગો દીધો ? તેં કાં નહિ તેને ચેતાવ્યો કે આ તો હું રૂસ્તમ છું ?" રૂસ્તમ આંખોમાંથી લોહી વરસાવતો હજીરપર ધસ્યો. પણ "મારો શો વાંક ?" હજીર બોલ્યો. "મને શી ખબર કે આ સોહરાબ તું જાંહદારનો દીકરો થાય ? એણે મને રૂસ્તમની ઇધાણીઓ પૂછી ખરી ને મેં એને ઉડાવ્યો ખરો, પણ તે તો મારા રાજ, મારા શાહ અને તું પ્હેલવાન તરફ નીમકહલાલીથી એને દુશ્મન જાણીને મેં ઉડાવ્યો." રૂસ્તમ તો હજીરનું ખૂન કરવા માંગતો હતો, પણ વડા વજીર અને બીજાઓએ તેને સમજાવ્યો કે "એક ગુનાહ તો થયો, તેમાં શું બીજો ગુનાહ વધારવા માંગે છે ?" લાઇલાજ થયલા રૂસ્તમે હવે પોતાના શીરપરની કોલાહ ફેંકી દીધી, પોતાનો પોશાક અને બખરે બેયાન ફાડીને ચાક કીધું, પોતાના તનબદનપર ખાક ઉરાડવા પડયો, અને હાય અફસોસથી તે રડવા લાગ્યો કે "દીકરા ! તું દીલાવરને આ ગજબે પ્હોંચાડવાના પાપની શિક્ષામાં ઓ ! મારૂં નામ અને નસલ જિંદગી અને જીહાનથી ગુમ થજો ! રે દીકરા, આ કરપીણ ખૂનથી જગતની લ્યાનત કયામત તક મારા પર વરસશે. રે સોહરાબ ! હું તારી માદરને શો જવાબ દઇશ ? જે માતાનો સઘળો જીવનગાળો તુંમાંજ ભરેલો હતો, તે જીવ હવે તારી આ ખરાબી પછી શું ટકવાનો ? અરે, હું મારા બુજર્ગ બાપ જાલને અને મારી બુઢી મા રોદાબેને કયે મ્હોંડે જઇ મળીશ, અને કેશવાદી ખાનદાન અને શામ નરીમાનની મારી ઓલાદને શું નાક દેખાડીશ ? ઓ દીકરા, તે યજદાનની દરગાહમાં આ ભારી અપરાધનો મારો બચાવ શો થશે ?

તેં તો ધણીએ આજેજીથી મારી મ્હેર અને મ્હોબત ચાહી, પણ હુંજ બદબખ્તે તારી સર્વ માબાનો તીરસ્કાર કરી સગાથી તુંને માર્યો, અને તુંને દગો દેતાં મેં પોતેજ ખતા ખાધી! અને હવે, આ સપુત, મરતી વખતે તેં પિછાન કીધી, ત્યારે થોડા દહાડા તો જીવતો રેહ—થોડા દહાડા તો મારી પાસે રહી મારાં ઘરડાં ધ્રુજતાં અંગને તારા કોમલ હાથનો આરામ ભોગવવા દે! સોહરાબ, કાંઇ બોલ-કાંઇ જવબ દે! ઓ દલેર દીકરા, ઓ જંગીજાદા! આ સૂકી ખાક તારે લાયકનું બિછાણું નથી, ને તું માતાની સોડ છોડી, માબાપનું સુખ તજી, જાહોજલાલીનાં એશઆરામ છોડી અહીં કયાં આવી પડયો?—

## ૫૩. રૂસ્તમનો લાચારીભરેલો વિલાપ.

(જીવનપુરી—ખ્યાલ જલદ—ત્રિતાલ.)

ભરી મેં તો ચેલ, કુલમાં કાંઇ, દેશ વિદેશમાં ભાઇ,
ગુમાવી વતનની કીર્તિ, લુટાઇ. ભરી મેં તો૦
કહી ન જાય કાંઇ પાપી વેરની થઇ જે લડાઇ,
ખૂનખાર હાથ પુત્ર ઘાતક, જિંદગીની કરી શાહી.
રે ભાઇ૦ ભરી મેં તો૦
ખેશ કુટુંબ સર્વ લ્યાનત નાખશે, રડશે બાપ બપાઇ,
ત્હેમીના મરશે સંગ તું દીકરા, જાન કરી કુરબાન તુંને,
બોલરે સો'રાબ! પિતા સંગ સુખ વાણી મુખથી મુંને.
રે ભાઇ૦ ભરી મેં તો૦

રૂસ્તમ આ માહેતમમાં દીવાનો બની ગયો. સઘળા તેને થંડો પાડવા લાગ્યા, સૌએ તેને શીતળ શીખામણના સખુનો કહ્યા, પણ એ થંડા શરોદની વચ્ચે વચ્ચે રૂસ્તમનો જુસ્સો ઉભરી આવ્યા વિના કેમ રહે?

## ૫૪. રૂસ્તમનું અસહ્ય દુઃખ—કાઉસની નસીહત.

(માલકોશ—ખ્યાલ જલદ—ત્રિતાલ.)

આમ કલ્પાંત રે રવાન કાજ કદી ઘટિતના,
તુંજ તન મન ઠેરવી શાંત થા ધિર ધરી વીર કંઇ—
નથી માનતો રે જીવ આ! થોભ! આમ૦
ઠરે ના જીવરે! મરવા દ્યો! ન થારે! ન થારે નાદાન તું!
હવે નહિં, સાર કંઇ, ગયું નામ તો જીવ શું? થોભ! આમ૦

અંતે બુજર્ગ, અકાબર અને અસરાફ વજીર ગોદરેજના મીઠા શીતળ સખુનોનો મારો હવે ચાલ્યો.

## ૫૫. ગોદરેજનો ધીરજવાન દિલાસો.

( ભૈરવી—તાલ ધુમાળી. )

વિનતી સુણરે ત્હેમતન મુજની,
મા'તમ મિથ્યા ગમખાર તું જની. વિનતી૦

રૂસ્તમ સિતમ જખમ ન કમ,
થયો ઠગબાજીથી શત્રુજની. વિનતી૦

કુલ આલમ મા'તમ કરે તું સંગે,
સુણ વાત દિલાસા , શાણુ સુજની. વિનતી૦

આવતું ન ફરી ગયું વ્હાલું મરી,
કરવે મા'તમ ગુણ જાણુ બુજની. વિનતી૦

આ મીઠાં વચનોથી આખરે ત્હેમતનનું જૈફ પણ જખમી જીગર શાંત થયું, અને સર્વ હવે ગમખાર દિલે પોતાને વતન પાછા ફર્યા. આખું ઇરાન માહેતમપોશીમાં ગીરફતાર થયું, પણ રૂસ્તમના બુઢા બાપ જાલેજર અને તેની મા જૈફ રોદાબેના ગમનું દાસ્તાન તે શું કરિયે ? પોતાના ફરજંદ સોહરાબનો ચ્હેરો જોવાનો પણ તેઓને આરતો રહી ગયો, અને જેઓની જીનત મકાને જવાની ઉમર અને વખત હતો તેને બદલે તે બુજર્ગોની અગાડિ આ તાજું ગોલાબ બચ્ચું ગુમ થયું. અરે! એ બાપ, બપાવા, બપાઇના ગમની તો કાંઇ હદ હશે, પણ પેલી ત્હેમીના–સોહરાબની કમબખ્ત મા ત્હેમીના–તેણે જયારે જાણ્યું કે તેનાં કોમલ બચ્ચાંનો તો તેના બાપેજ જીવ લીધો ત્યારે તેના રૂદન અને જારી, તેના કુટના અને પીટણીની તે હદ શી હોય? અરે ! એક સાધારણ બચ્ચાંનું કુદરતી મોત તેની માતા ખમી શકતી નથી,–તો આ પાદશાહી પ્હેલવાની પુત્ર, ખાનદાનને જેબ આપનાર, દેશને બચાવનાર, દૈત્યોને જીતનાર, આદમીઓને સહાય થનાર, જિંદગીનો ચેરાગ, જીહાનનું નૂર, દેશનો આફતાબ, તેના સરખો આબદાર, તાબદાર, નાજદાર, તાજદાર, જંગી જોરેમંદ દીકરો કમોતે બાપને હાથ માર્યો જાય એ ત્હેમીના કેમ જોઇ શકે? તે દીવાની બની ગઇ, તેણે પોતાના બાલ પીખી, આભૂષણો તોડી, શણગાર છોડી એક વિધવાના અવતારે હાય અને પીટણીમાં ખોરાક બંધ કીધો અને "દીકરા! રે દીકરા!"ની માહેતમ અને અફસોસભરી યાદના પોકારોમાં સુકી ભોંયપર ખાકમાં પટકાઇ પોતાની જિંદગી બરબાદ કીધી. "મૂઇ હું, દીકરા, તુંને જણતીજ મૂઇ! મુઇ હું, તુંને તારા બાપની પાસે મોકલતીજ મૂઇ! ઓ ચશમનાં ચમકતાં નૂર, ઓ મારી આંખોનાં રતન, તું તારી ચાહનારી માતાને છોડી, ઉમેદોનો નાશ કરી કયાં ગયો? માનેજ કેમ ભૂલી ગયો? ઓ, તું મને સાથેજ કાં' નહીં લેતો ગયો? ઓ! જૂદાઇના જખમમાં મને એકલી નાખી તું કયાં જઇ પડયો? બેટા, હું આઉં છું! આવો નામનો ઉઠાવનાર દીકરો ગયો તો હવે ત્હેમીનાનું આ જીહાનમાં વ્હાલું બીજું કોણ રહ્યું?" તે ઘેલી પેરે ભમતી થઇ. તેની નિંદ્ર ગઇ, ભૂખ ગઇ, આરામ ગયો; તેની જવાની ગઇ, નૂરાની ગઇ, જોબન ગયું, સુરખી ગઇ. તે "સોહરાબ! સોહરાબ!" પોકારી તેને શોધવા નીકળતી. તે સોહરાબના જંગી ઘોડા આગળ જઇ પોકારતી કે "ઓ અમુલક, તું અહીંથી ગયો

ત્યારે તો મારા દિલકશ દીકરાને તારી વ્હાલી પીઠ આપી ગયો હતો, તો હે વફાદાર પ્રાણી! તારા તે જંગી સ્વારને તું કયાં છોડી આવ્યો ને એકલો કેમ પાછો ફર્યો?" તે સોહરાબનાં બખ્તર અને જીન અને જરરીન લેબાશને બગલમાં ચાંપતી અને બોસા લેતી અને રડતી કે "અરે! એ સર્વનું શું કરવું, રે હવે શું કરવું?

## ૫૬. ત્હેમીનાનો મ્હાશોક.

( પુરવી. )

હાય ! હાય ! હાય ! હાય ! રડે માય, હાય ! હાય ! હાય ! હાય ! હાય !
બેટા ! ગયો કયાં મૂકી તું તારી માય, માય, માય, માય, માય, હાય ! હાય !

કરૂણાળ પનાહ દઇ પાક પરવરદેગાર, તેડી લે દાદાર !
પાસ બેટાની વાસ મને થાય, થાય, થાય, થાય થાય ! હાય ! હાય !

ત્હેમીનાની આ અરજ તે સાહેબે સાંભળી, અને સોહરાબના હક થવા બાદ એકજ વર્ષમાં તેની વ્હાલી માદર તે મિનોઇ જીહાનમાં પોતાના સપુતને જઇ મળી.

## ૫૭. સમાપ્તિ.

( ભૈરવી—ગરબી. )

છળ ટંટા બખેડા તમે ટાલજો રે-
ટાલજો, ટાલજો, ટાલજોરે. છળ૦

દ્વેશ કલેશનો અંત કુલે આણજોરે,
દેશી ભેશીને સ્નેહથી નિહાળજોરે. છળ૦

મૂળ કુસંપ છે કમબખ્ત હાલજોરે,
તજી કુસંપ કુટુંબમાં મહાલજોરે. છળ૦

જાત પરજાત સર્વ પ્રીતે પાળજોરે,
સંપ મેળથી સર્વ સંગ ચાલજોરે. છળ૦

# સંગીત-લેખન

## ચિન્હોની સમજ.

"સંગીત રૂસ્તમ-સોહરાબ"નાં ગીતોનું સંગીત-લેખન ઘડવામાં નીચલાં ચિન્હો વાપરવામાં આવ્યાં છે.

### (૧) સ્વરનાં ચિન્હો.

સા રી ગ મ પ ધ ની ( મધ્ય સપ્તક, "Middle register").

|   |   |   |   |   |   |   
સા રી ગ મ પ ધ ની (ખરજનું સપ્તક, "Lower register").

||   ||   ||   ||   ||   ||   ||   
સા રી ગ મ પ ધ ની (ટીપનું સપ્તક, " Upper register").

` = કોમલ ( અર્ધું સ્વર, " Semi-tone").

|| = ટીપનું ચિન્હ (ઊંચા સ્વર, " treble").

| = ખરજનું ચિન્હ (નીચલા સ્વર, "bass").

મધ્ય સપ્તકને માટે કાંઇ પણ ચિન્હ વાપરવામાં આવ્યું નથી.

### (૨) તાલનાં ચિન્હો.

. = સમ (તાલની મુખ્ય જગા).

– ઠોકા (તાલ આપવા).

∘ કાલ (ખાલી તાલ).

× આ નિશાણી ગાવામાં સ્વર લંબાવવાની માત્રા માટે સમજવી.

જે અક્ષરોને માથે —— આવી નિશાની છે તે એક સ્વરના જેટલા વખતમાં ગાવા જોઇયે.

અંતરો લેવામાં અસ્તાઇનો જેટલો ભાગ તાલને માટે ફરીથી લેવો જોઇયે તે ( . ) આમ વલયામાં બતાવ્યો છે.

# સંગીત–લેખન

## ૧. રાગ ઝિંઝોટી—તાલ ત્રિતાલ.

ગ મ તાં × ગિ ત ડાં × ગા × × × × × વા × ચા × × ×
નીધ ની × ધ પ ધ × સા × × × × × રી × ગ × × ×
૦ – = – ૦

લો × × × સૈં × ય ર સા × × ×૨
મ × × × ગ રી ગ રી સા × × ×
– = =

સ જ ની × સ મ જી × સા × × × × ×૨ સુ × ધા × × × રે ×
સા સા સા × ગ ગ ગ × મ × × × × × મ × ગ × × × મ ×
૦ – = – ૦ –

× × સ્વ × સં × સા × × ×૨
પ × મ × મ × ગ × × ×
= –

નિ × ર્મ ળ મ ન થી × સુ ખ રૂ પ શી × × ×ખે
રી રી પ પ મ મ પ × ગ ગ મ મ ગ × × ×
૦ – = – ..

સુ ગ મ પ ણે × સ જે સુ ઘ ડ જ ના × × ×૨ —ગમતાં૦
રી રી રી રી ગ × મ મ ગ રી ગ રી સા × × ×
૦ – = –

ક થ ન અ વ લ નું × શ્ર વ ણુ ક રી × ને × શી ખ વા × ની ×
પ પ પ પ ધ ધ ની × સા ની સા ની ધ × પ × ગ ગ ગ × મ ×
૦ – = – ૦ –

આ × વી × આ × વા × × ×૨
પ × ગ રી ગ રી સા × × ×
= –

ક થ ન અ વ લ નું × શ્ર વ ણ ક રી × ને × શી ખ વા × ની ×
ગ ગ રી રી સા સા ની × ધ પ ધ પ મ્ × ગ × ગ ગ ગ × મ્ ×
० – = – ० –

આ × વી × આ × વા × × ×ર —ગમતાં૦
પ × ગ રી ગ રી સા × × ×
= –

## ૨. રાગ યમન કલ્યાણ–ધ્રુપદ–તાલ ચૌતાલો.

પા ર જે × નો પા × યો ન × હીં અ પ × રં × × પા × × × × × × × ર કે
ગ રી સા રી ગ ધ × મ પ × પ ગ ગ રી ગ પ ધ પ મ મ્ ગ ગ રી રી × સા સા
– – = ० – ० – – = ० – ० –

× વિ સ × તા × × × × × × × ર ×
રી ગ પ ધ પ મ મ્ ગ ગ રી રી × સા ×
– = ० – ० – –

સુ ની × કહાં ણી × કો ણે × કા ને × વા × ર વા × ર × —પાર જે × નો૦
સા સા રી ગ ગ × ગ પ રી ગ પ ધ સા × ની ની ધ પ ×
= ० – ० – – – = ० – ०

( અંતરો )

(પા ર જે × નો)–
– –

કી × નો ક પ ટ વૈ × ર ઝ પ ટ
ગ × ગ પ ધ પ સા × સા રી ની સા
= ० – ० – –

વ સે × જ ગ ત મા × હીં મ ફ ત
સા સા × ધ સા રી ગ રી સા ની ધ પ
= ० – ० – –

દા ન વ દે × વો મા ન વ સ × ર્વ વ શ વિ કા × ર ર હે × × × ×
ગ ગ ગ પ ધ ધ ની સા ની ની ધ પ ગ ગ ગ ગ × ગ ગ પ ગ રી × ×
= ० – ० – – = ० – ० – –

કો × ધ લો × ભ જો × ર જો × મ ઠા × ર ઠા × ર × પાર જે × નો૦
– –
ગ × પ ધ સા રી ગ રી સા ની ધ પ સા × ની ની ધ પ ×
= ० – ० – – = ० – ०

( અભોગ )

( ધા ર જે × ના )—

અ ચ ળ અ મ લ ક રે × જે યા છ ળ

ગ ગ ગ પ પ પ ધ ધ × પ ધ પ પ

સ ક લ ગુ × ણુ અ ક લ બુ × દ્ધિ
ગ ગ રી ગ ધ પ ગ ગ રી સા રી સા

ખો × હી મ થે × મા × ત તા × ત ભ્રા × ત ભ ગ ની ભા ર જા ભ × તાં

સા × ગ મ્ પ × સા × ની ની ધ પ સા × ની ધ ની ધ પ ધ પ ગ મ્ ગ

લ ઢ તાં વ ઢ તાં અ ન્યો × અ ન્ય × હા × ર મા × ર × —ધાર જે × ના ૦

ગ મ્ ગ રી ગ રી સા સા ની ધ પ × સા × ની ની ધ પ ×

---

## ૩. રાગ કેદારો—તાલ ઝંપાલ.

ત જો ભા ઇ વે × રનાં વે × રનાં વે × રનાં મુ ળો ત મે × × ×

ગ મ્ પ પ સા × પ ધ × પ મ્ × ગ રી સા રી મ્ × × ×

ત ન ની × તા × ણુ ને પા પ પ રિ તા પ ને સ મે ×
ગ ગ પ × પ × મ પ ધ ની ધ પ પ ધ પ મ્ ગ ×

ત ન ની × તા × ણુ ને પા પ પ રિ તા પ ને સ મે ×

મ ન સાં ચ સ મ જ ણુ થી સ મા વી ને ×

ગ મ્ ગ મ્ ગ મ્ પ પ ધ પ સા સા સા ×

બુ દ્ધિ વ શ રા ખો બ ળ ને × × ×

ધ ની ધ ની સા રી સા ની ધની સાની ધપ મપ

મ નુ ષ્ય ગ ણા વા ગમે                તર્જે ભાઇ૦

પ ધ ની સા પ ધ મં પ

( અંતરો )

(ત ર્જે ભા ઇ વે × રના વે × રના વે × રના મુ જો ત-)

સાં ભળો વર ણુન તન નું ત્હે × મ ત ન ત ણું ×

ગ ગ પ પ ધ પ સા × સા રી ની સા ×

કદી × મ જે × ક થ ન ક ઠ ણ

ની ની ધ ની સા રી સા ની ધ પ પ

સાં ભળો વર ણુન તન નું ત્હે × મ ત ન ત ણું ×

ક દી × × મ જે × ક થ ન ક ઠ ણ

લો હી પૂર જં દ નું વે રી મ ન થ કી × × × ×

પ પ ધ સા સા સા મ્ મ્ મ્ મ્ મ્ મ્ ગ × × ×

ઇં ધા ણી ન જા ણી મા ની લી ધું કા ઢી

સા મ્ મ્ સા સા રી ની સા સા રી ની સા

પ દ રે ખુ ની સમ દ મે                —તર્જે ભાઇ૦

મ પ ધ મ પ ધ મ પ

---

## ૪. રાગ હમીર કલ્યાણ—તાલ ત્રિતાલ.

ના × ખ મા × × ×ય રે × × જ ખ × × × ×મ

મ્ ગ મ્ ધ × × × ધ ની સા રી સા રી સાની ધપ મપ ધપ

ના × ખ મા × × × ય રે × × જ ખ × × × × મ

મ્ ગ મ્ ધ × × × × ધ ની સા રી સા પ સા × ×

જુ દા × × ઈ ના × × જો ડે × લાં × × તો ડે × દિલ

પ મ × પ ધ પ × × મ્ ગ × મ્ × × ની ધ મ પ

ક ટા રી મા રી ભા રી ધા રી કા રી × × × ના ખમાય૦

પ સા રી રી ગ ગ મ્ પ ધ સાગ રી સા નીધ પમ ધપ

(અંતરો)

( ના × ખ મા × × × ય રે × × જ ખ × × × મ )-

( મ્ ગ મ્ ધ × × × ધ ની સા રી સા રી સા ની ધપ મ પ )-

ટળ વળ તી લ્હે મી ના ર ડ તી લ્હે × × × × × ×મ તન

સાની સાની સાની સાની ધની નીધ પમ પ સા × × ધ સા × × સાની

ની × × ત ર સે × ×

સા ×ની રી સા × ×

ત ર છો × ડી × × ન જા × × હું દા સી ને હુ દા સી ને ×

ની સા રી × ગ પ ગ રી સા ની ધ પ ધ સા સા પ પ ધ ધ ×

હું × × ગમ ખા રી × ના ખમાય૦

રી × × રી રી સા ×

(અભોગ)

( ના × ખ મા × × ×ય-)

( મ્ ગ મ્ ધ × × × -)

મા × ન મા × ન મન સમ જા વે રૂ સ્તમ

પ × સા ની × સા ની સા ધ નીધ પમ પ

માઽન માઽન મન સમ જાવે રૂસ્તમ

જો જો છો છો રેહ રે મન થા ગમ તુ કર કમ

પ પ સા સા ધ ધ પમ ધ પમ પ મ ગ.

જુગ ર વિં ધ છે ગમ તુજ મુજ ગમ

ગ ગ રી ગમ પમ ગ મ ગરી સાની

ર ડે ×તુહે મી ના × તજી મા × બ ×ત મા રી ના ખમાય.

સા ગ × મ પ પ × સાની સા ની રી × સાની ધપ

---

## ૫. રાગ બીહાગ–ગઝલ–તાલ પસ્તો.

ક હે × રૂ સ્ત × ×મ જી ગ ×ર ના ગ × ×મ જી ગ×ર ર હે

સા ગ × મ પ × ની ની ધની સા રી સાની ધપ મપ ધપ મ ગ મ રી ગમ

× × ર હે × × × × ×

પધ ગ મ ગ રી સા ગગ રીસા નીસા

રૂ જા × થ ક × ×મ દી લે × જ ખ × ×મ હર દ ×મ ક હે × ×

સા ગ × મ પ × ની સા નીસા ગ રી સા ની ધપ મપ ધપ મ ગ મ રી ગમ પધ ગ

ક હે × × × × × ×

મ ગ રી સા મગ રીસા નીની સા

એ × ક દિ × ×લ વ ચ × ન એ × × ×ક માહ બુ બ એ × ક જ હે × ×

ગ × મ પ × ની ની નીસા રી ગ રી સા × × × ની ની ની ની ધ પ પ મપ ધની સા

ને × × × × × ક
ની × × × × ×

તું પ ર છે × ને × તું પ ર ર-હે શે × જૂ દા × ઇ થ યે × થ સે ×
ની સા સા ગ રી ગમ પ રી ગ રી સા ની સા × સા ની ધ ની પ ની ધ સા ની મપ

× × × × × × × ×
ધની સારી સાની ધપ મપ ધપ મ્ગ રીસા

(અંતરો)

(ક હે × રૂ સ્ત × × મ જી ગ × ર ના ગ × × મ જી ગ × ર ર હે × × ર હે × ×)-
(સા ગ × મ્ પ × ની ની ધની સારી સાની ધપ મપ ધપ મ્ ગ મ્ રી ગમ્ પધ ગમ્ ગ રી સા)-

છું દ વા × દુ × શ મ નો × ના × શી × × × ર
સા સા મ્ × ગ × રી સા × સારી ગરી સાની ધની × ×

જ વું ઘ ટે × × હો × ય જે × વી × × × × × × ર
પ ની ની સા × × રી × સા ની સા × × × × × ×

સુજી જૂદાઇ ખાતર લડાઇ મેદાન ગયે ગયે૦

(આ લીટી "કહે રૂસ્તમ"ની માફક ગાવાની.)

આરામ એશ, કુટુંબ ખેશ, પડોશ દેશ, નહીં હંમેશ.

(આ લીટી "એક દિલ વચન"ની માફક.)

નભે ન લેશ કંઇ વિશેષ વખત વહે વહે૦ કહે૦

(આ લીટી "તું પર છે ને તું પર રેહેશે"ની માફક.)

## ૬. રાગ ઝિંઝોટી—તાલ ટપ્પો.

તુ ર મં દ નં ગ ભે મુ લું ની
સા રી ગ મ્ ગ ગમ્પપ મ્મ્મ્ગ રી સરીસારી મ્ગ મ્

શા ન નુ સા ણી તુસા
ગ મ્ ગ રી ગ રી સા રી સાની સાની ગ ની સાની રીસા ધની સાની સારીરીસાની

ન માં
સા ની ધ ધ ની સા સાનીધનીધ ની

સા ચ વી લે જે લે જે
પ ધ સારીસા રી ગમ્ગમ્ગમ્ગરી સા સા રી ગ રી ગ રી ગ રી સની

શુ ભ સં ભા ર ણું
ની સાની રી સા ધ ની સાની સારીરી સાનીસા ની ધ મ્ ગ રી ગ

નુ ર મં દ૦
મ્ પ ધ પ મ્ ગ રી સા ની સા રી સા નીધપધ

જાણે તું એ ટી જો સ જ જે
સામ્મ્પપ મ્ગરીગ ગ ગ મ્ પ ધ ની પ ધમ્પ ગ મ્ ગ મ્ ગ મ્

આ ચો ટી ને
ગ મ્ ગ રી ગ રી ગ મ્ પપ મ્ગમ્ ગરી સા રી સા ની સા

અગર બે ટો દ લેર તો બાં ધ જે બં ધ બા જુ
સા પ મ મપધ ધ પ મ પ મ્ ગ મ્ ગરી ગ સા ની સાની રી સા ધ ની સારી સાની સાની ધની ધ

નુ ર મં દ૦

## ૭. રાગ જીલ્હા ઝિંઝોટી—ગરબી—તાલ દાદરો.

સખી × આ સ્તુતી × ગાવો × × × સોન × ગની × સંગી × તથી × ×
પ પ × મ પ પ × મ ધ પ × × મ્ ગ મ્ રી ગ × મ્ ધ × મપ × ×
= ० = ० = ० = ०

હાં રે × પુત્ર × પ્હે × લવા × ન પ ર મ પ્રા × ણ પ્રી × ત થી × સખીઓ ०
પ પ × પપ × ધનીસાનીસા × સા ધ ની ધ પ × પ ધની સાની સા × ધ ની ધ ०
= ० = ० = ० = ० =

હાંરે × સુંદર સિકલ તે × મિના × નેત્હે મ × ત ન તણી × ×
પપ × મપમ મધધ પ × મ્ ગ મ્ રી ગ × મ્ ધ ધ મ પ × ×
= ० = ० = ० = ०

હાંરે × નર્યો × અવતર્યો × રૂસ્ત × મ બીજો × શી × ર મ ણી ×
પપ × મ પ મ મ ધ ધ પ × મ્ ગ મ્ રી રી ગ મ્ ધ × પ મ પ ×
= ० = ० = ० = ०

હાંરે × જુવો × મ × સ્ત અં × ગ હ સ તું મુખ × ચ્ચી × ત થી × સખીઓ ०
પ પ × મ પ × ધ ની સા ની સા × સા ધ ની ધ પપ × ધ ની સા ની સા × ધ ની ધ ०
= ० = ० = ० = ० =

(નીચલી બે લીટીઓ "હાંરે સુંદર સિકલ" ની માફક ગાવાની.)

હાંરે જમશેદનો ઝલકાટ આફતાબ મુખી
હાંરે કરે હોશાન હોસંગ સમ માત સુખી——

(નીચલી નવ લીટીઓ "હાંરે સુંદર સિકલ" ની બે લીટીઓ અને "હાંરે જુઓ" ની એક લીટીની માફક મળીને ગાવાની.)

હાંરે કદે મદિના એક ઉગ્યો વર્ષથી વધુ
હાંરે વર્ષ ત્રણમાં ત્રાહિ ત્રાહિ કરે શહેર બધું
હાંરે વર્ષ દશમાં ન્હસાડે સર્વ બીતથી—— સખીઓ ०
હાંરે જઇ ઘોડદોડમાં રમે ચોગાન દડી
હાંરે મગરમચ્છ મસ્ત વાઘ સર્વ લીએ લડી
હાંરે જંગ મચાવે જંગીજ સંગ જીતથી—— સખીઓ ०
હારે શસ્ત્ર અસ્ત્ર બંધ કમર તંગ નીસર્યો
હાંરે શીર મુદઇના જીખે દલેર દીકરો
હાંરે સુવે ઇરાન હવે નિંદમાં નચિંતથી—— સખીઓ ०

## ૮. રાગ ગૌંડ મલ્હાર—તાલ ત્રિતાલ.

પ દ ર પિછાણુવા નિશાન માત દેખતાવી
રીગરી મગ રીસા નીસાસા ગગ મપગમ
૦ — = —

હું જો × ન જાણું નામ હામ મુજ તાતનું ×
મ પ મ ધ મ પ મ ગ રી રી મ મ ની ધ પ ×
૦ — = —

રસ્તા × એ જ ઉડાઉં જંગે જીહાન સતાવી પ દ ર ૦
નીસાની રીસાનીધપ સાસા પગમપમગ
૦ — = —

( અંતરો. )

પરજ ગરજ થકી પુછું માતને પટાવી
પપપ પનીધ નીની સા સાસા સાસારી નીસા
૦ — = —

આજા × ણુ પણુ મુજ લાજ લેય છે લુટાવી
ની ની × નીનીસા ધ ની સા રી નીસાધ ની ધ પ પ
૦ — = —

લાજ કાજ કહી દે × હિત તુજ હટાવી ×
મ મ ગ મ પ પ પ × નીની નીધ સાસાસા ×
૦ — = =

જાણુ નહી જાન સલામત રહે કો છુપાવી પ દ ર ૦
નીધ નીધ ધપ મગરીગ રીગમ પગમ
૦ — = —

---

## ૯. રાગ છાયા નટ—તાલ ત્રિતાલ.

હે હે હે હ ડી × લા એ ફા ×મે અ હં કા × × × × × રી ×
પ નીસા રીસારી સાનીધપ પ રી ગ મ પ મ × ગ × રી × સા ×
— ૦ — = —

હે હે હે દે છો × ડી ગુ મા × ની × ભા × × × × × રી

પ ની સા રી સા રી સા ની ધ પ પ રી ગ મ પ મ × ગ × રી × સા

હે હે હે હરીલા૦

છાલ કા × × મન ને × × આ જે × × ભુ પણ × × ત કો × અ રી × તા × રી ×

સા ગ × × ગરી સા × × સા સા ની રીસા ની ધ પ × × પ રી × રી રી × રી ગ મ ×

( અંતરો )

( હે હે હે હ રી × સા ો પા × મ પ હં )—

વા × ત ન × વ જે × તા × રી × × × × ×

પ × સા સા × ની સા ની રી × સા × × × × ×

વા × ત ન × વ જે × તા × રી × તા × ણુ ને × તું × દી થી ×

પ × સા સા × ની સા ની રી × સા × રી ગ મ પ × મ ગ રી સા ×

મા × × ગ ન મં × તા × × × × × ઇ થી ×
મ × પ ધ પ × રી ગ મ પ મ ગ રી સા ×

ચા હી મારી × અ ભિ × મા × ન ઉ તા × રી × હે હે હે હરીલા૦

સા ગ રી સા સા નીધ પ × રી ગ મ પ ગ × મ ×

## ૧૦. રાગ ઝિંઝોટી-ઠુમરી જલદ-તાલ ત્રિતાલ.

મા ૫ ક × ર મા × રી × ક ર રે × × × × નવ કરૂં × × પરી ગુ નાહ ×

મ ગ રી સા રી ગ × ગ રી ગ મ પ × મપ ધપ મપ ગમ પપ મ પ પધ પ મ ગ

હા રે ન વ ક રૂં × ફ રી ગુ નાહ × × × × ×
રી ગ મ્ મ્ પ પ મ પ ધ પ મ્ × ગ × × રી
° – = –

કુ ળુ તું જ ર ણ મુ જ દે પ નાહ × × × × × × × × × × માફ૦
સા ની સા સા ગ ગ મ્ મ્ પ ની સા રી સા ની ધ પ મ્ ગ રી ગ મ્ પ ધ પ
° – = – °

( અંતરો )

( મા ફ ક × ર મા × ફી × ક ર રે × × )..
( મ્ ગ રી સા રી ગ × ગ રી ગ મ્ પ × × )..
– = – °

ટા લ સં તા × પ ક હી × × આ પ પ્ર તા × પી છા × પ × × × × ×
મ્ ગ મ્ ધ ની સા ધ ની ધ્ × × ધ ધ ધ ની × ધ પ × પ મ્પ ધપ મ્પ મ્ગ રીગ
– = – ° – =

ટા લ સં તા × × પ ક હી × × × આ પ પ્ર તા × પી છા × પ
મ્ ગ મ્ ધ ની સા રી સા ની સા ધ ની ધ × × ધ ધ ધ ની × ધ પ × પ
– ° – = –

બા પ જ ન ક ની × જા ણું બિ ના × × × × ×
મ્ ગ મ્ મ્ પ પ × ની સા રી સા ની ધ પ મ્ ગ
° – = –

બા પ જ ન ક ની × જા ણું બિ ના × × × × × × × × × × માફ૦
રી ગ મ્ મ્ પ પ × ની સા રી સા રી સા ની ધ પ મ્ ગ રીગ મ્પ ધપ
° – = – °

## ૧૧. રાગ ઝિંઝોટી બેહાગ—તાલ ત્રિતાલ.

પુ ત્ર તું તો × પિ તા નો ખા ન × દા × ની રે ×
સા ની સા ગ રી ગ મ્ પ મ્ ગ રી સા રી ની સા ×
– ° – =

ની × શા ની ન રી મા ન ની ગુ માની મા ની લે × પુત્ર તું તો૦
સાની સા મ્ ગ મ્ ગ મ્ રી મ્ ગ રી ની સા રી ×
– ° – =

